ॐ

અસલ સચિત્ર

# કોકશાસ્ત્ર

અને

## રતીશાસ્ત્ર.



અનુવાદક.

**ભીખાભાઇ પુરૂષોત્તમ વ્યાસ.**

રચનાર અને પ્રસિદ્ધ કરનારઃ—

**બી. આર. જેસવાલ આલીગઢસીટી.**

દ્વિતીય આવૃતિ ૨૦૦૦ } મૂલ્ય રૂ. ૧-૮-૦ { સંવત ૧૯૮૦.

## તાર શીખવાનું યંત્ર. Telegraphic Dummy.

આ ડેમીની સહાયતાથી દરેક માણસ વગર શિક્ષકે તારનું કામ શીખી માસિક ૪૦ રૂપીઆના તાર બાબુ બની સુખે જીવન વીતાડી શકે છે. તાર શીખવાનું પુસ્તક ડેમીની સાથે મફત મળે છે મુલ્ય રૂ. ૨ ટ. ખ. [illegible]

## જાદુઈ અલૌકિક મુદ્[illegible] અમદાવાદ

મનુષ્ય ૧૧ વષનો અને સ્ત્રી ગ[illegible] મરેલા પુરૂષનાં આત્માને પોતાની સામે બોલાવી ગમે તે ગુપ્ત ભેદ અને ત્રણુ કાળનું જ્ઞાન જાણી શકે છે. એની સાથે ચૈતન્ય કળા મફત મળશે. મૂલ્ય ૧I પોસ્ટેજ ०I≈



## વાળ કાઢવાનો સાબુ.

આ સાબુ વાપરવાથી શરીરનાં ગમે તે ભાગના વાળ ત્રણુ ચાર મિનિટમાં વગર અડચણે સાફ થાય છે. ચામડી પર ડાઘા પડતા નથી કે ચામડી બળતી નથી. મૂલ્ય એક બોકસ રૂ. ૧ પો. ०I≈ એક ગ્રોસના અથવા ૪૮ બોકસ રૂ. ૨૦ પો. જુદું.

## દાદરનો મલમ.

માત્ર ૨૪ કલાક વાપરવાથી નવી જુની કોઈ પણ પ્રકારની દાદર મટી જાય છે. મૂલ્ય એક ડબીના ०-૧૨-० પો. ०-૭-० બાર ડઝનના રૂ. ૬-૪-० પો. માફ.

## ચંપક સાબુ.

પ્રત્યેક સ્ત્રી પુરૂષે આ સાબુથી નાહવું જોઈએ. જેથી મુખ ગોરૂં સુંદર ચમકદાર થાય છે. મૂલ્ય ૧ ઓ. રૂ. ૧ પો. ०-૭-०

---

મળવાનું ઠે:-બી. આર. પબ્લીસર, દુ. નં. ૧૩-અલીગઢ સીટી.

# પ્રસ્તાવના.

પ્રિય વાંચકો !

મેં અતિ પરિશ્રમથી પ્રાચિન ગ્રંથોનો સાર લઈ આ પુસ્તક રચ્યું અને તેને અદ્ય પર્યંત પાંચ વખત છપાવી હિન્દી ભાષામાં પ્રકટ કર્યું છે, પરંતુ ગુજરાતી ભાઇઓ હિન્દી ભાષામાં સારી રીતે વાંચી, સમજી શકતા નથી એથી કરીને તે 'કોક' નો આનંદ ન મેળવી પોતાની ઇચ્છા પુરી કરી શકતા નથી. જેથી આ પ્રસંગે ગુજરાતી ભાષામાં અધિક ખર્ચ કરી બીજી વખતે પ્રકાશ કર્યું છે, મને આશા છે કે ગુર્જરવાસીઓ આ વાંચી લાભ મેળવે અને મારા શ્રમને સફળ કરે.

નમ્ર સેવક.

બી. આર જૈસવાલ.

---

# ધન્યવાદ.

એ પરમબ્રહ્મ પરમાત્માને છે, ત્યાર પછી અનેક કોટિ ધન્યવાદ શ્રીમાન બાબુ બી. આર. જેસવાળ પ્રકાશકને છે કે જેમણે અત્યંત પરિશ્રમ અને ખર્ચ કરી ગુજરાતવાસીઓને 'કોક'નો આનંદ કરાવવા પ્રયત્ન કર્યો છે. ખરૂં જોતાં તો આ પુસ્તક નથા પણ અમૂલ્ય રત્ન છે. એનું મૂલ્ય જેટલું થાય તેટલું ઓછું છે. હું ઈશ્વરને પ્રાથના :કરૂં છું કે આપને સપરિવાર, સંતતિ, સંપતિથી ક્ષેમકુશળ રાખી વૈભવને રાત્રા દિન અધિક અધિક વધારે અને આપ ગુજરાતવાસીઓપર આ પ્રમાણે ઉપકાર કરો.

વ્રજમોહનલાલ મિશ્ર.

---

# ધ્યાનપુર્વક વાંચો.

આજકાલ જાહેરાત આપનારાઓએ લાંબી લાંબી જાહેરાતો આપી ભોળા મનુષ્યોને એવાં ઠગ્યાં છે કે જેનો ઉલ્લેખ થઇ શકે તેમ નથી. કોઇ કહે છે કે મારૂં પ્રાચિન કોકશાસ્ત્ર છે, કોઇ ચોરાશી આસનવાળું કોકા પંડિતનું રચેલું અને કોઇ કાશમીરનું રચેલું વગેરે વગેરે નામ રાખી એટલે સુધી બતાવ્યું છે કે મહાદેવનું બનાવેલું ચોરાસી આસનવાળાં ચિત્રોનું અથવા ૬૪ આસનવાળું આ છે. પરંતુ કોકા પંડિતનો જન્મ પાદશાહી સમયમાં થયો હતો. જેને થયે ઘણો વખત થયો છે. આજકાલ કોકા રચિત કોકશાસ્ત્ર કોઇ પણ જગાએ ગમે તેટલી કિંમતે પણ મળતું નથી. કેમ કે તેમાં સ્ત્રી પુરૂષોનાં આસનો લજ્જાયુક્ત હોવાથી બ્રિટિશ સરકારે કાયદા કાનુનવડે તે જપ્ત કરેલું છે. સારૂં છે તેમજ બનવું જોઇએ. કેમકે સારા માણસો માટે તો લજ્જાજનક અને હાનિકારક હતું.

અમારી સત્યતાની ખાત્રી માટે આપ ધ્યાનપૂર્વક વાંચી વિચારી સમજશો તો આપ અમારા પરિશ્રમ અને વ્યયનું અનુમાન સારી રીતે કરી શકશો. અમે ઉજ્જયન નિવાસી કોકા પંડિતના ગુરૂનું રચેલું કામકલા અને પ્રાચીન કામસૂત્ર અને રતિશાસ્ત્ર જેને જટાશંકરે રચ્યું છે. તે આધારે આ કોકશાસ્ત્ર લખાયું છે. યથાર્થ જોતાં એ કહેવત સત્યછે કેઃ—

પિંગળ વિણુ કવિતા કરે, ગીતા વિના લે જ્ઞાન;
કોક વિના જે રતિ કરે, તે નર પશુ સમાન.

એથી કરીને આપ અમારા બનાવેલા કોકશાસ્ત્રનું અવલોકન કરી સંસારિક સુખનો રસ આપશો.

આ કોકશાસ્ત્રમાં સ્ત્રી પુરૂષોનાં ગુપ્તાંગ ભેદ, જોડાનો મેળાપ, સહવાસ વિધિ, ગર્ભાધાન, ઇચ્છીત સંતાન પેદા કરવું, વાંઝણી સ્ત્રીની પિછાન, અને તેની ચિકીત્સા, સ્ત્રી પુરૂષનાં લક્ષણ અને સામુદ્રિક પિછાણુ દેશ પરદેશનાં સ્ત્રી પુરૂષોનાં લક્ષણુ ચિત્રો સહિત વગેરે દુર્લભ બાબતો એવી સ્પષ્ટ રીતે લખવામાં આવી છે કે જે વાંચીને દરેક ગ્રહસ્થાશ્રમી તે આશ્રયનો આનંદ ભોગવે.

તમારો.
**બી. આર. જેસવાલ.**

॥ ॐ श्री ॥



श्लोकः—

श्वेतांगं श्वेत वस्त्रं सित कुसुम गणैः पूजितं श्वेत गंधैः
क्षीराब्धौ रत्नदिपे सुरतरु विमले रत्न सिंहासनस्थः
दौर्भिः पाशां कुशेष्टा भय घृति रुचिरं रत्न मौली त्रिनेत्रं
ध्यायेत् शान्त्यर्थ मिशं गणपति ममलं श्री समेत प्रसन्नः

# કોક શાસ્ત્ર.

## ( પુરૂષ પ્રકરણ. )

કોકશાસ્ત્રાનુસાર પુરૂષ ચાર પ્રકારના હોય છે.(૧) અશ્વ-ઘોડો (૨) વૃષભ—બળદ (૩) મૃગ (૪) શશક—સસલો.

આના ભેદ અને લક્ષણ અનુક્રમે નીચે પ્રમાણે,

### અશ્વ પુરૂષનાં લક્ષણ.

श्लोकः—काष्ठ तुल्य वपुर्घृष्टा मिथ्या चारश्च निर्भयः ।
कर्कशो दीर्घ देहश्च दरिद्रस्तु हयोमतः ॥

कर्कशाङ्गो कदाचारी सदा निर्भीक मानसः ।
दीर्घाङ्गो द्रुतगामी चतुरंगः पुरुषः स्मृतः ॥

દોહાઃ—તન લમ્બા લમ્બી ભુજા, નખ સિખ લમ્બે અંગ ।
તરૂણી સંગ ચાહત રમણુ, આલસ અધિક તુરંગ ॥
આલસ લીયે પુરૂષ રહ, અરૂ નિન્દ્રા કે સંગ ।
મદન તીન મુઠી રહૈ, તાસો કહત તુરંગ ॥

ભાવાર્થઃ—જેનું શરીર કાળું, ઠીંગણો, હાથ ટુંકા, શરીર ટુંકું, નેત્ર મોટાં, અધિક ભોજનાતુર, મન ચંચળ, કઠોર સ્વભાવનો, સ્ત્રી સામું એકી ટસે જોનારો, પગને જાંઘ ઘણી કઠણુ, નખ અને ચોટલી લાંબી એવો પુરૂષ જુઠો નિડર અને દરિદ્રી હોય છે !! એને (અશ્વ) સમજવો.

## વૃષભ પુરૂષનાં લક્ષણ.

શ્લોકઃ—बहु गुण बहु बन्धुः शीघ्र गामी नतांगः ।
सकल रुचिर देहः सत्यवादी वृषोऽयम ॥
हृस्वो च चरणौ यस्य हृष्ट पुष्ट कलेवरः ।
योऽसौ लज्जा विहिनश्च वृषः सपरिकीर्तितः ॥

દોહાઃ—બહુ ગુણુ બહુ બન્ધુ વૃષભ સત્યવાન દાતાર ।
શીલવાન લજ્જા સહિત ચાહત સદવ્યવહાર ॥

ભાવાર્થઃ—અતિ ગુણવાન, ઉતાવળે ચાલનાર, સાચું બોલનાર, સુંદર શરીર, બહુ મિત્રોવાળો, નાના પગ, નિરોગી શરીર, લજ્જાવાન, કીર્તિવાન, કામકળામાં નિલજ્જપણે પ્રાતિ રાખનારો એ વૃષભ પુરૂષનાં લક્ષણુ છે.

## મૃગ પુરૂષનાં લક્ષણ.

શ્લોકઃ—भवति कमल नेत्रः पद्म गन्धः सुवेशः ।
उपकृति परिधीरो नित्य मोदी मृगोऽयम॥
वदति मधुर वाणी दीर्घ नेत्रो अति भीरुः ।
चपल मति सुदेहः शीघ्र गामी मृगोऽयम ॥

દોહાઃ—મધ્યમ તનુ મીઠે વચન, બુદ્ધિ ચપલ ચિત ધીર
ચતુર હંસત મુખ મૃગ પુરૂષ કામી કનક શરીર.

ભાવાર્થઃ—સુંદર, રૂપાળો, નેત્ર કમળ જેવાં, ધૈર્યવાન, મંદ મંદ હસનારો, મીઠું બોલનારો, શરીર મધ્યમ ચંચળ, ચતુર કામી, અને જેના શરીરમાં પદ્મના જેવી ગંધ આવે તે મૃગ પુરૂષનાં લક્ષણ છે.

## શશક પુરૂષનાં લક્ષણ.

શ્લોકઃ—मृदु वचन सुशीलः कोमलांगः सुकेशः ।
सकल गुण निधानः सत्यवादी शशोऽयम ॥
साधुनां संगमे चैव अनुरागी सतुत्सुकः ।
लक्षणो लंक्षितः देव पूजकः शशोऽयम ॥

દોહાઃ—વહ પુરૂષ શશ જાનીએ શીતલ જાસુ સ્વભાવ ।
ચતુરંગી મદનાંકુશી કામકલા સોં ચાવ ॥
શીલવંત કોમલ વચન, બોલત મધુરે બૈન ।
ચાહત કામ કિલોલ અતિ શશિ નરકી યે સૈન ॥

ભાવાર્થઃ—કોમળ શરીરવાળો, કાળી ભ્રમરવાળો, સુંદર વાળવાળો, મીઠું બોલનારો, સાધુ સંગતમાં પ્રીતિવાળો સદાચારી, સત્યવાદી, સર્વ ગુણ સંપન્ન, ઉત્તમ સ્વભાવવાળો,

સર્વ રીતે મદનનો પ્રકોપ રાખનારો, કામકળામાં પ્રીતિવાળો, શીલવંત એ શશક પુરૂષનાં લક્ષણ છે.

ઉપરોક્ત ચાર પ્રકારના પુરૂષના ભેદ છે. તે સિવાય અન્ય પાંચ પ્રકારના નાના ભેદ જાતિય પુરૂષના થાય છે.

શ્લોકઃ—देव गन्धर्व यक्षाणां ये राक्षस पिशाचयो ।
लक्षणे संयुक्तास्ते स्युर्न रास्ते देव नामभियो ॥

ભાવાર્થઃ—દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને પિશાચ એ પુરૂષના જાતિ પ્રમાણે બીજા નાના ભેદ છે.

### દેવ પુરૂષનાં લક્ષણ.

જ્ઞાની, દાની, શૂરવીર, સત્યવાદી, સર્વને પ્યારો લાગે તેવો, પરાક્રમી, ગંભીર, ચંચળ, કાંતિવાન, સદ્‌ગુણી, જેના મોઢા પર તેજસ્વીપણું, ઇશ્વર ભક્ત એવાને દેવ પુરૂષ જેવો હોય છે.

### ગંધર્વ પુરૂષનાં લક્ષણ.

ખાટાં મીઠાં ભોજનમાં અને ગાયનમાં પ્રીતિવાળો, મિત્રોને ચાહનારો શીલ સ્વભાવ. શ્યામવર્ણો એને ગંધર્વ પુરૂષ માનવો.

### યક્ષ પુરૂષનાં લક્ષણ.

ધનવાન, કૃપાળુ, લાલ નેત્રાવાળો, મોટું હૃષ્ટ પુષ્ટ શરીર, ગરીબનો રક્ષક, મોટેથી બોલનારો, એને યક્ષ પુરૂષ માનવો.

### રાક્ષસ પુરૂષનાં લક્ષણ.

નિર્દયી, ક્રોધી, બિલાડીના જેવા નેત્રવાળો, લાંબા શરીરનો, ભયંકર અવાજવાળો, સદાચારી સાથે વેર રાખનારો દારૂ માંસમાં પ્રીતિ રાખનારો, તેને રાક્ષસ પુરૂષ માનવો,

### પિશાચ પુરૂષનાં લક્ષણ.

કડવા સ્વભાવનો, કાક જેવા સ્વભાવવાળો, ખૂબ ખાનારો, તોફાની નિર્દયી, અહંકારી, નાના વાળવાળો, ઠીંગણો એને પિશાચ પુરૂષ માનવો.

---

## દેશ દેશાંતરના પુરૂષનાં લક્ષણ ભેદ.

### બંગાળી.

બંગાળ નિવાસીઓ બંગાળી કહેવાય છે, કાળો રંગ માથાના આગલા ભાગપર વાળ રાખેલા, મુછો કાઢી નાખેલી સફાઈબંધ ધોળી ઉજળી દુધ જેવી ધોતલી પહેરેલી, માથું ઉઘાડું, નીચું પહેરણ કે ખમીસ, (કડવા) સરસવના તેલ પર પ્રાતિવાળા, બુદ્ધિમાન, આત્મસંયમી, મહેનતુ, ચતુર, ગુણી, ગાયન વાદ્યમાં નિપુણ, કામ કળામાં કમી પ્રીતિવાળા સાહસી, કદ નાનું પ્રત્યેક રૂતુમાં છત્રા વાપરનારા, સુખી ચહેરાના બંગાળી હોય છે.

### પંજાબી.

સતલાજ, બીઆસ, રાવી, ચિનાબ, જેલમ આ પાંચ નદિઓથી ઘેરાયલા દેશને પંજાબ કહે છે. પંજાબ શબ્દનો અથ પાંચ પાણી એવો થાય છે. આ ફારસી શબ્દ છે. ફારસીમાં આબ પાણીને કહે છે. આ દેશમાં પાંચ નદી વહી રહી છે. એથી એનું નામ પંજાબ છે. એમાં વસનારાને પંજાબી કહેવામાં આવે છે. ખાસ કરીને આ દેશમાં ક્ષત્રિ અને શિખ એ બે જાતિ વધુ પ્રમાણમાં વસેલી છે. જેમાં બન્ને જાતિના પુરૂષોની ઓળખાણ પૃથક પૃથક છે.

**ખત્રિની ઓળખ**—મુસલમાની રાજ્ય પહેલાં આ લોકો ક્ષત્રિય કહેવાતા, વર્તમાન યુગમાં ક્ષત્રી શબ્દનો અપભ્રંશ થતાં થતાં ખત્રી બની ગયો છે, આ જાતિનાં પુરૂષ, લાંબા, ગોરા, ખૂબસુરત, નિર્દયી, માંસાહારી, પગના પંજા લાંબા મોટા, ગાયનમાં પ્રીતિવાળા, કામી, આર્ય જાતિના પુરૂષ માથાપર શિખા રાખે છે. વધારે ભાગે તો તે વૈષ્ણવ છે. માથાપર મોટો ફેંટો બાંધે છે, માથામાં મોટા વાળ રહેવા દેતા નથી, કોઇ કોઇ દાઢી રાખે છે, ઢીલું પહેરણ, અધિક ઘેરાવાવાળો પાયજામો, સાહસી, શ્રદ્ધાળુ, દાની, વ્યાપારી, ગુરૂમુખી ભાષા જાણનારા હોય છે.

**બીજી જાત શીખની ઓળખઃ**—નાનકપંથી, બહાદુર, લાંબા માથાના વાળનો જુથ બાંધેલો, ગરદનથી મરણ પર્યંત અસ્તરો ફેરવતા નથી, શરીરનો રંગ મધ્યમ લોઢાનું કડું હાથમા, માથામાં કાંસકો રાખનાર લોઢાનું એક હથિઆર પોતાની પાસેજ હમેશાં રાખે છે એ શિખો છે.

**દ્રાવણી પુરૂષનાં લક્ષણ.**

દક્ષિણ દેશના નિવાસીઓમાં જે છેકે દક્ષિણમાં રહે છે તે દ્રાવણી કહેવાય છે. કસુંબી પાઘડી, માથાપર સરખા વાળ, કેડ પર દુપટ્ટો, સફેદ રંગના; તેજસ્વી, વ્યવસાયી, પારસાઓ જેવો કોટ, શરીરે હૃષ્ટ પુષ્ટ ઠુંકો, નીચેથી ઠીંગણા, ઉપરના ભાગમાં લાંબા, ઓછું બોલનારા, મુંછો મોટી એ દ્રાવણીના લક્ષણ છે.

**પહાડી પુરૂષનાં લક્ષણ.**

પહાડ નિવાસીઓ પહાડી કહેવાય છે, પરન્તુ ખરૂં તો ઉત્તરના પહાડ વાસીઓજ પહાડી કહેવાય છે. આ લોકો

સફેદ રંગના નાના, નાક વચ્ચેથી બેઠેલું, ગાલ ચોટેલા, ઘણું ખરૂં વાંદરાના ચહેરાને મળતો ચહેરો તેમનો હોય છે, નેપાળ અને ભુતાનના પહાડીઓને ગુરખા કહે છે, આ જાત ઘણી બહાદુર હોય છે. પહાડી મનુષ્ય પોપટના જેવી આંખોવાળા હોય છે, એ લોકમાં સ્ત્રીઓની વસ્તી વિશેષ પ્રમાણમાં હોવાથી એકેક પહાડી ત્રણ ત્રણ ચાર ચાર સ્ત્રી રાખેછે.

## ગુજરાતી પુરૂષના લક્ષણ.

રાજકોટ, કાઠિઆવાડ, કચ્છ-ભુજ, સુરત, વડોદરા વગેરે ગુજરાત પ્રાંતવાસીઓ ગુજરાતી કહેવાય છે, શરીરથી સુકા, પાતળા, દુબળા, નાના કદના, આંખો નાની, પ્રેમી, મીઠું બોલનારા, સુંદર, સુશીલ, માથાપર ઘણી મોટી પાઘડી જેનો આગલો ભાગ ઉંચો અને કાન સુધી નીચો આવેલો હોય છે તે ફેંટા જેવું દેખાય છે, કપાળમાં તિલક કરે છે, તેમને ચાપચીપ વધુ પસંદ હોય છે.

## મારવાડી

જેપુર, જોધપુર, અલવર, વિકાનેર, જેસલમીર, ખંડવા રામગઢ ઇત્યાદી મારવાડ પ્રાંતના રહીશો મારવાડી કહેવાય છે. આ લોકો વિશેષ ગોરા હોતા નથી. તેમ વિશેષ કાળા પણ હોતા નથી. અંદર અંદર પ્રેમવાળા, બીજા દેશવાસી પ્રત્યે અપ્રેમ રાખે છે. મીઠું મરચું વધારે ખાનારા, માથા પર મોટી પાઘડી, ગળામાં સોનાની ગળુબંધ, કોઈ કોઈ તો એંસી વરસનો ઉમર થતાં પણ હાથમાં મોટું સોનાનું કડુ પહેરી રાખે છે ઉંચુ અંગરખું કે મીરજાઈ પહેરે છે, વ્યવસાયી, વ્યાપારમાં ચતુર, હિંમત ઓછી,

ધનવાન, શરીર સ્થુળ હોવાના લીધે ગૃહસ્થાઇના આનંદને યોગ્ય રહેતા નથી.

## માલવી.

માળવા દેશના વાળીઓ માળવી કહેવાય છે. સુંદર, ધીરજવાળા, સત્યવાદી, ઉંચું પહેરણ પહેરનારા, પાઘડી પહેરનારા શરીર ભારે મજબુત, એ માળવી પુરૂષનાં લક્ષણ છે.

## મદ્રાસી.

કાળો રંગ, આંખો મોટી મોટી, શરીરનું કદ નાનુ ને મોટું, કોમળ સ્વભાવના, અંગ્રેજી ભાષાના જાણનારો, ચતુર, ઉદ્યમ પ્રત્યે બહુ ભાવ નહી તેવા કામી હોય છે.

**ઉડીઆ** ( ઓઢીઆ પ્રાંતવાસી )

માથા પર અર્ધા વાળ, શિખા લાંબી, મોટી અને જુથવાળી પિળા રંગનાં, કદ સામાન્ય, નાકમાંથી અવાજ કાઢનારા, ઘેરા કાળા રંગના, કાંધ પર દુપટ્ટો અને બીજો પહેરવેશ મદ્રાસી જેવો હોય છે.

## આસામી

આચાર વ્યવહારમાં ભ્રષ્ટ, કાન મોટા, હાથના આંગળીઓ નાનો, માંસાહારી, ભોગી ( કામી ) પશુતુલ્ય આચારવાળા વામમાર્ગી અને મદ્યપાન કરનારા હોય છે.

## કાબુલી.

ઘણા ખરા મુસલમાની ધર્મ માનનારા છે. શરીર લાંબુ મોટુ, પગનો પંજો પંજાથી કરતાં મોટો, વ્યાપારી મેવા અધિક ખાનારા, લોભી; રંગ ગોરો, માથા પર ફેંટામા કલગીવાળી ટોપી પહેરે છે. પાયજામો પગની એડી સાથે બંધ બેસ્તો, અને ઉપરનો ઘેરાવો ચાર ગજનો હોય છે; નાપાક

હોય છે, પહેરણ પંજાબીના જેવું ઢીલું, ઉપર પહેરણ સાથે સદરો પહેરે છે. વિષયી, અધિક નિર્દયી અને ક્રોધી હોય છે. એ કાબુલની પાસે બલુચિસ્તાન આવેલું છે. જ્યાંના બલુચીઓ ચપ્પુઓનો વેપાર કરે છે. તે લોકોને કાબુલી કહીને બોલાવાય છે. માથાના આગલા ભાગ પર વાળ રાખે છે, મલીન, અર્ધા ગજના નીલા રંગનું કપડું આખા માથા પર બાંધે છે. ધોતીયાને બદલે અઢી ગજનો ભુરો લેંઘો પહેરે છે, માંસાહારી, નિર્દયી અને ક્રોધી હોય છે. જુઠા, દગાબાજ, દગા ફટકાવાળા કહેવાય છે.

## તુર્કસ્તાની.

તુર્કસ્તાન અને અફગાનિસ્તાનના લોકોનો રંગ એકજ છે. પરંતુ પહેરવેશ જુદો છે. રંગ ગોરો, કદ લાંબુ, તુર્કી માથાપર ભપકાદાર ટોપી અને અફઘાની પાઘડી, તુર્કીના ગળામાં દોરી હોય છે. ટોપી સાથે બાંધે છે, તે લોકો શૂરવીર અને ધર્મના સાચા હોય છે.

## અંગ્રેજ ( લંડનના વતનીઓ )

સફેદ રંગના, આંખો કાંજરી, મોઢાપર મુછો રાખતા નથી, કોઈ કોઈ દાઢી મુછ રાખે છે. વળી સફેદ, કોટપટલુ નપહેરે છે. શિલ્પમાં હોંશિયાર, ઉદ્યમી, બુદ્ધિમાન હોય છે.

## અમેરિકન.

ઘણીખરી આ લોકોની જાતિ લંડની ( અંગ્રેજો ) ને મળતી છે. ઉદ્યમી અને મહેનતુ વિશેષ છે.

## જર્મન.

રંગ ધોળો. શિલ્પ શાસ્ત્રમાં હોશિયાર, નવી ચીજોની શોધમાં એક્કા, છુપી બાબતો શોધનારા હોય છે.

## ફ્રેંચ

વર્ણભેદ લંડનના જેવા પરંતુ ખૂબસુરત અને નાજુકમિજાજ ઘણો સારો અહિંના જેવી સુંદરતા કોઈપણ જગ્યાએ નથી.

## પારસી.

રંગ સફેદ. ઉંચો કોટ પહેરનારાં, વાળ ગઉના જેવા રંગી, ટોપી તુર્કીના જેવી ઉંચી અને કાળા રંગની પહેરે છે. પરંતુ ઝબ્બો નથી હોતો. પાયજામા ઉપર પટ્ટાને બદલે રેશમી જનોઈ પહેરે છે. આ જાત અગ્નિની પુજક છે.

## લંકેશ્વરી ( લંકા નિવાસીઓ

ખાસ લંકાવાસીઓ કાળા રંગના ભયાનક હોય છે. સાદા અને ભોળા તો એટલા બધા છે કે હિંદુસ્તાનના વતનીને જોઈ નાસી જાય છે. અધિક વિશ્વાસુને સોગનને માનનારા, મડદાને દાટતા કે બાળતા નથી પણ ખાઈ જાય છે.

## જાપાન..

રંગે સફેદ, કદે નાના, નાક નાનું ને ચપટું, ઉદ્યમી, મહેનતુ, માંસાહારી, બૌધધર્મી, ઉંચો કોટ ( હાફ કોટ ) અને પાટલુન, પહેરનારા, માથે ટોપલી જેવી ટોપી જેનો આગલો ભાગ આગળ પડતો અને કળા કૌશલ્યમાં નિપુણ હોય છે.

## ચીની.

આ લોકો જાપાનીને મળતા છે; બાળકના પગમાં જન્મતાંક વાર લોઢાના બુટ પહેરાવી દે છે. વાસણો બનાવવામાં ચીના લોકો અતિ. ઉસ્તાદ હોય છે, રેશમના વ્યાપારી, વિશેષ પ્રમાણમાં અફીણ ખાનારા હોય છે.

## જંગલી.

વન, પર્વત વગેરે કઠીન ભુમિમાં રહેનારા, રંગે

કાળા, કંદમુળ આહારવાળા, જમીન પર સુનારા અને નાગા રહેનારા, પ્રેમહિત, નિડર અને આળસુ હોય છે.

## ભીલ.

આ લોકો ઘણા જંગલ અને ઝાડીઓમાં રહે છે, કદે નાના, હાથમાં તીરકામઠાં રાખનારા, જંગલી જનાવરોનો શિકાર ખાનારા તીર મારવામાં હોંશિયાર, નીચ કર્મી, ભોગી, દુર્બુદ્ધિવાળા, માથા પર જેવો તેવો ફટકો પહેરે છે.

## વનમાં વસનાર.

આ લોકો વનમાં રહે છે. ચહેરો ઘણોખરો વાંદરા જેવો, માંસાહારી, માણસને મારીને ખાઈ જનારા, વર્તમાન કાળમાં આ લોકો મુર્ખ જણાય છે, ને તેમના કંઈ પ પ્રતિષ્ઠા નથી. ત્રેતા યુગમાં શ્રી રામચંદ્રજીને આ જાતિએ લંકાનીજીત અપાવા હતી જે લોકો વાનર જાતિ નામે પ્રસિદ્ધ છે. મહારાષ્ટ્રના જંગલ અને પહાડોમાં આ જા મળી આવે છે.

## વ્રજવાસી

મથુરા, આગ્રા, લખનૌ, કાશી વગેરે પ્રદેશમાં રહેનારા લોકો વ્રજવાસી કહેવાય છે. ધોતીયું, પહેરણ, ટોપી, જામો, (મિરજાઇ) વગેરે જુદા જુદા પ્રકારનાં વસ્ત્રો પહેરે છે. ગુણવાન, ધનવાન, સુંદર ઉદ્યમી હોય છે

## જાવાવાસી.

જાવા બેટના વતનીઓ મુસલમાની ધર્મના માનનારા છે. પ્રાચીન સમયમાં આ લોકો હિન્દુ હતા, કોઈ કોઈ જગ્યાએથી અહીંયાં હિંદુઓની મૂર્તિઓ મળી આવે છે. તેમનો પહેરવેશ, હિંદુ અને મુસલમાનને મળતો છે કામી નથી. મરણ પામેલાને પોતાના ઇષ્ટમિત્રોને વહેંચી ખાઈ જાય છે.

# જ્યોતિષ શાસ્ત્ર અનુસાર પુરૂષ લક્ષણ.

સમય, યોગ, દિશા અને પાંચ ગ્રહનાં સ્થાન; મંગળ વગેરે સાથે પોતાની રાશી ઉંચા સ્થાનમાં થાય અને લગ્ન, ચોથા, સાતમા, દશમા, સ્થાનમાં હોય તો પાંચ પ્રકારના ઉત્તમ પુરૂષ પેદા થાય છે, જેના પ્રકાર

(૧) હંસ (૨) માલવ્ય (૩) ભદ્ર (૪)ચંદ્ર (૫)રૂચક;

### હંસના લક્ષણ.

બ્રહસ્પતિ બળવાન હોઈ ઉંચા સ્થાનમાં પડે તો તે હંસ પુરૂષ બને આ પુરૂષની ઉંચાઈ ૮૬ આંગળ શરીર ૧૬૦૦ પલ થશે ગાંધાર; અંતર્વેદ દેશનો આ મનુષ્ય સ્વામી થાય ૮૦ વરસ રાજ્ય કરી વનમાં મૃત્યુ પામે,

### માલવ્ય પુરૂષની લક્ષણ.

આ પુરૂષનો શુક્ર બળવાન હોઈ ઉચ્ચ સ્થાનમાં પડે છે, તેની ભુજા હાથીની સુંઢના જેવી હાથ ઘુંટણુ સુધી લાંબા, મોઢાની લંબાઈ માથાથી દાઢી સુધી ૧૩ આંગળ, પહોળાઈ ૧૦ આંગળ; આ પુરૂષો માળવા, કામરૂ કચ્છ સૌરાષ્ટ્ર અને લાટ, સિંધ દેશનો રાજા થાય. પહાડી વતનીઓની રક્ષા કરે. એક વષ રાજ્ય કરી તિર્થસ્તાનમાં મૃત્યુ પામે.

### ભદ્ર પુરૂષના લક્ષણ.

બુધગ્રહ બળવાન હોય તો ભદ્ર પુરુષ બને છે. ભુજા લાંબી, લંબાઈ, પહોળાઈ, ઉંચાઈ સમધારણ; કપાળ કોમળ સુક્ષ્મ, વાળ ઘણા હોય છે, વક્ષસ્થળ પુષ્ટ, સાત્વિક સ્થિર સ્વભાવ, દયામાન, ધર્માત્મા, હાથીની ચાલ, શાસ્ત્રી ગાયન વિદ્યામાં ચતુર, કમળ સમાન ભમરો મળેલી, લીંગ હાથી

કે ઘોડા જેવું, કેશ કાળા, હળ, મુશળ, ગદા, ખડગ, શંખ, કમળ, રથ એના જેવી હાથમાં રેખાઓ હોય, ઉંચાઈ ૧૦૮ આગળની હોય તો ચક્રવતી રાજા થાય અથવા મધ્ય દેશનો રાજા થાય. ૮૦ વર્ષની ઉમરમાં કોઈ તિર્થસ્થાનમાં પ્રાણ ત્યાગ કરે. શરીરનુ વજન ૨૦૦૦ પલ થાય.

### ચંદ્ર પુરૂષ લક્ષણ.

આ માણસ શનીના પ્રભાવથી થાય છે. દાંતને નાક મોટાં, આંખો નાની જલદી ચાલનાર, વ્યાપારમાં ચતુર, પરસ્રી ભોગી, ચંચળ, માતૃભક્ત, પહાડ, સરિતા વન અને કિલ્લામાં રહેવાની પ્રીતિવાળો, ૨૨ આંગળ ઉંચો, અવિશ્વાસી, હાથમાં ડાલ ત્રિશુળ પલંગ, મૃદંગનાં ચિન્હવાળા, રાક્ષસી દેશનો રાજા બની ૭૦ વર્ષની ઉમરે મરી જાય.

### રૂચક પુરૂષ લક્ષણ.

મંગળના યોગમાં જન્મે છે, સુંદર ચાલવાળો, હાથ કાળા મોઢું લાંબું, ચોરોનો સ્વામી જેટલી મોઢાની લંબાઈ તેટલી શરીરના વચલા ભાગની કાન્તિ થોડી શત્રુ જીત સાહસી અને અવિચારી હોય છે. વીણા ધનુષ, વજ્ર બરછી મંદ્રમા, ત્રિશુલનાં હાથમાં ચિન્હ હોય છે. બ્રાહ્મણભક્ત, ઉંચાઇ ૧૦૦ આંગળ. શરીરનું વજન હજાર પલ મારગુ વિધીમાં પુરો, જાંઘ, ઘુંટણુ વાંકા, વિંધ્યાચળ ઉજ્જેન દેશનો રાજા બની ૭૦ વર્ષની ઉમરે શત્રુ વા અગ્નિથી મૃત્યુ પામે.

## ઉપરોકત પુરૂષોના પાંચ સેવકના નામ અને લક્ષણ

**વામનકઃ**—ઈશ્વર ભકત અંગ બરાબર, મધ્યભાગને દાતી ડુંડી આ પુરૂષ ભદ્ર પુરૂષનો સેવક બને.

**જાઘન્ય:**—માલવ્યનો સેવક, કાન અર્ધ ચંદ્રકાર, સુંદર સુગંધીવાળો, પંડીત કાન્તિમાન, આંગળીઓ મોટી રંગ તાંબાનો જેવો જણાય.

**કુબજ:**—નાભીનો નીચેનો ભાગ સંપુર્ણ અને ઉપરનો બરાબર નહિં. ધનવાન, વિદ્વાન, શુરવીર, કલહપ્રિય, સ્ત્રીજીત ઉત્સાહી, હંસ પુરૂષનો સેવક બને.

**મંડલીક:**—રૂચકનો, સેવક, વિદ્યામાં પ્રેમી, સુકા ટુંકા કેશ, પરીમાં પ્રીતિવાળો, શતરૂ ઘાતક અને બુદ્ધિમાન હોય છે.

**સામી:**—અત્યંત કદરૂપો, ચંદ્રનો સેવક, દાની, આ પુરૂષના સર્વ ગુણ ચંદ્ર પુરૂષને મળતા હોય છે, મોટાં મોટાં કામોનો આરંભ કરી છોડી દે છે.

---

# સામુદ્રિક લક્ષણો.

૧. જેના હાથ લાંબા તે ઉત્તમ, મોટી કમરવાળો વિશેષ સંતાન પેદા કરે છે, મોટી છાતીવાળો શુરવીર, મોટા માથાવાળો ધનિક પુત્રવાળો અને યશસ્વી બને છે; જેના કપાળમાં જેટલી રેખાઓ દેખાય તેટલા તેના ભાઈ હોય.

૨. અધિક દુર્બળ, નાનાં નેત્ર, કાગડા જેવી જીભ, અધિક વાળ તે દરિદ્ર રહે.

૩. નાક, મોઢું, વાંકુ, નેત્ર પીળાં, માથું કરૂપું, વાળ તાંબાના રંગ જેવા તે દુષ્ટ હોય છે.

૪. શરીર સ્થુળ, મલીન, માંસમાં પ્રીતિ ને હિંસક હોય છે.

### નખવડે સ્વભાવની ઓળખ

સફેદ નખવાળાનું હૃદય કઠોર, ખુબ લાલ વાલાનો સ્વભાવ ચીડીયો, મોટા નખવાળો ખર્ચાળું અને કમાઉ; લાંબા અને પાતળા નખવાળો સ્વાર્થી અને લડકણો, નાના, ચપટા અને ઉપસેલા નખવાળો હઠીલો ને દ્રઢ પ્રતિજ્ઞાવાળો; જેના નખપર નાળીએર જેવો તલ અને ધોળાં ટપકાં હોય તે રોગી પુરૂષ બને.

### નેત્રોથી માણસની ઓળખ.

સફેદ આંખોવાળો દ્રઢ પ્રતિજ્ઞાવાળો અને સ્થિર સ્વભાવનો, નેત્ર મીંચ મીંચામણી કરનારો અવિશ્વાસુ, મોટાં મોટાં અને દૂર દૂર જોનારો ઉતાવળીઓ, ભુરી આંખોવાળો વિચારમાં અસ્થિર, જે આંખોમાં આંખ મેળવ્યા વિના વાત કરે તે શરમિંદો, ચંચળ નેત્રોવાળો કાયર અને ચિંતા ગ્રસ્ત,

જેની આંખોની પુતળીની નીચે ધોળાશ વિશેષ તે સજ્જન, જેની આંખો ઉંડી તેની સ્મરણશક્તિ તીવ્ર, મેલી આંખોવાળો કટુ સ્વભાવી, જેની આંખોપર થોડા વાળ, અને ભ્રમર ને પાંપણના વાળથોડા હોય તે શરીરનો દુબળો, પાસે પાસે આંખોવાળો ઈર્ષાખોર બીજાના દોષોજ જોનારો. બુદ્ધિમાનની આંખ સ્વચ્છ, સ્થિર, ચળકતી હોય છે. નીલી આંખોવાળો પ્રેમી હોય છે.

### પગનાં લક્ષણ.

જેનાં તળીયાંનો મધ્ય ભાગ કમળ જેવો કાન્તિમાન અને ચીકણો, પરસેવો ન આવે, ગરમ રહે, લાલ રંગ પગે ચાલવામાં તળીયા કોમળ, રેખા પુરી, એડી ઉંચી તે રાજા થાય. મેલા અને ફાટેલા તળીયાવાળો પોતાના કુલનો નાશ કરે. પાકેલી માટીના રંગ જેવા બ્રાહ્મણ કુળનો નાશ કરે, કાળા તળીયાનો ખુબ દારૂડીઓ, પીલા તળીયાનો કામી, પાંડુ રંગવાળો અતીથી ભોજન ખાનારો, નાનાં તળીયાવાળો દરિદ્રી, રેખ વિનાનો કઠોર, ખરેખરો, ફાટેલાં તલીયાનો મિત્રોને દુઃખરૂપ; જો તળીયું વચ્ચેથી નાનું હોય તો તે સ્ત્રી સહવાસમાં પ્રાણ ગુમાવે છે. માંસ વિનાના તળીયાવાળો સદા રોગી રહે છે.

જેના ડાબા પગમાં અર્ધ ચંદ્રકાર, શંખ, કળશ, ધનુષ, ત્રિકોણ માછલી, ગાયની ખરીનાં ચિન્હો હોય તે ધનવાન બને; જેના જમણા પગમાં અષ્ટ કોણ, ધજા, તિલક, ચક્ર, અંકુશ, વજ્ર, છત્ર, જંબુ કમળ, જવ, અર્ધ રેખા, પદ્મ, તોરણ, ચિન્હ હોય તે રાજા બને. જેને પાડો, શિઆળ, ઉંદર, કાગડો, ગીલોડી, કંકપક્ષીનું ચિન્હ હોય તે દરિદ્રી બને. જેની વજ્રરેખા તુટી ગઈ હોય તે કુલીન, વજ્રચિહ્ન અને પુર્ણ રેખા વાળો રાજા બને. પગના અંગુઠાથી તે અંત સુધી

જો રેખા પડી હોય તો તે મિત્રો સહિત નિષ્કંટકપણે રાજ્ય ભોગવે. સુકી ચપટી, છેદાયલી નાની, વાંકી, હલકી જેનાં તળીયાંમાં નસો દેખાય તે હંમેશાં સેવકજ રહે. જેના પગના અંગુઠાની પાસેની આંગળી મોટી તે કામી, જો અંગુઠાથી આંગળી નાની હોય તો તે પણ અશુભ છે. બીજી પરસ્ત્રીની સાથે તેનું મૃત્યુ કલહ સાથે થશે. જો વચલી આંગળી મોટી તો તેનું કામ પુરૂ નહિ, નાની હશે તો દુઃખદાયી છે; બરાબર હોય તો, સંતાન દાતા; અનામિકા મોટી હોય તો તે બુદ્ધિમાન, નાની હોય તો તે નારી વિયોગી, કનિષ્ઠા મોટી હોય તો ધનવાન, નાની હોય તો સ્ત્રીનું સુખ મળે, જો પ્રદેશની અને કનિષ્ટ આંગળી મોટી હોય તો તેની માતા બાલ્યાવસ્થામાંજ મરણ પામે.

## પગ ઉપરના ભાગનાં લક્ષણ.

ચિકણો, કોમળ, પુષ્ટ, મોટો, જેમાં રંગ ચળકતો તે કલ્યાણકારી છે; પાડાના જેવા ચપટા પંજાનો દુઃખદાયી, રોગયુક્ત ગુલ્ફવાળો સંતાનથી દુઃખી હોય છે.

## પગની બાજુનો ભાગ.

કમળના ફુલ જેવી બાજુવાળો ધનવાન. બરાબર બાજુવાળો સુખી, નાની વાળો થોડા આયુષ્યવાળો, ઉંચી વાળો તેજસ્વી બને છે.

## જાંઘ લક્ષણ.

જાંઘ કદલીયા કેલના જેવા વાળોથી ઢંકાયલી હોય તો તે રાજા થાય, કુતરો કે શિયાળ જેવી જાંઘવાળો નિર્ધન, સિંહ કે માછલીના આકારવાળો ધનવાન, રીંછ જેવી જાંઘવાળો કંગાલ બને.

## રૂવાંના લક્ષણ.

કોમળ, ચિકણાં, અને મનોહર ભ્રમરાના જેવાં કાળાંમાં સુક્ષ્મ રૂવાંની જડમાં પણ રૂવાં હોય તે રાજાનાં લક્ષણ છે જેનાં એવડાં રૂવાં હોય તે વેદાંતી, પંડિત, જો મૂળમાં પણ રૂવાં હોય તો તે નિર્ધન બને.

## કેશ લક્ષણ.

કોમળ, ચીકણા વાળ શુભ, વાળનો જો ખાડાનાં મૂળમાં હોય તો તે સાધુ બને; મોટા સુકા અને કઠોર વાળવાળો નીચ, પીળા રંગવાળો પાપી, જો આંગળના ભાગથી વાળ ફાટેલા હોય તો તે નિર્ધની બને.

## ઘુંટણ લક્ષણ.

જેના ઘુંટણ હાથી જેવા તે ભાગ્યશાળી, પુષ્ટ ઘુંટણવાળો રાજા, માંસ વિનાનો પ્રદેશમાં મરે, મળેલી અને ચપટી ઘુંટણવાળો સો વર્ષનું આયુ ભોગવે. નાના વાળો, શીલવાન, ધનવાન, મોટા ઘુંટણવાળાનું આયુષ્ય વિશેષ હોય છે.

## કટીના લક્ષણ.

સિંહ જેવી જેની કટિ તે રાજા, બંદરા જેવી તે ધનહિન, વાળ વાલ તે દરિદ્રી, નાની કમરવાળો દુર્ભાગી હાથી અને કુતરા જેવી હોય તે દુઃખી ઉંચી નીચી હોય તે પાપી.

## નિતંબ લક્ષણ.

પાછલો ભાગ ઉંચો હોય તો સિંહથી મૃત્યુ થાય, દેડકા જેવાનો રાજા વાંદરા કે ઉંટ જેવું હોય તો ધનવાન બને.

## અંડકોષનાં લક્ષણ.

જેને એક અંડકોષ હોય તે પાણીથી મૃત્યુ પામે. જેનાં બન્ને

એક સરખા ન હોય તે ચંચલ લાંબ હોય તો સો વર્ષનું આયુ. બન્ને બરાબર તે રાજા જમણી બાજુ વાંકું હોય તો દુઃખથી કન્યા પેદા થાય, ડાબી બાજુ નમેલું હોય તો પુત્ર પેદા થાય. મોટાં અને દરિદ્રી ઘોડા જેવા તે સુંદર નારી સાથે ભોગ કરે. પ્રમાણથી અડધાં હોય તે કમ આયુષ્ય ભોગવે.

## લિંગેન્દ્રીનાં લક્ષણ.

કઠોર અને કરકરી વાળો કામી નાની હોય તે ધનવાન, પાતળી હોય તે સંતાન વિનાનો, મોટી હોય તે દરિદ્રી, જેની મોટી અને લાલ રંગની હોય તે સુંદર સ્ત્રી સાથે રતિ કરે. પ્રમાણેજ મોટાને દાસી સાથે મૈથુન કરે.

## વીર્ય લક્ષણ.

પુષ્પ જેવી સુગંધિવાળુ વિર્ય તે રાજા, જાંઘના જેવી સુગંધીવાળું તે અધિક ધનવાન, માછલીના જેવી સુગંધી સંતાનવાળું. કમ વીર્ય પડે તો કન્યા, માંસના જેવી ગંધવાળું વિર્ય કામી પુરૂષનું હોય છે. મદિરા જેવું વિર્યચરી કરાવરાવે છે,. ખારા ગંધવાળું દરિદ્રા અને કામી હોય છે. જાંબુના જેવા રંગ સદા સુખી રાખે છે, ધુમાડા જેવા રંગવાળું હંમેશ દુઃખી રાખે છે દૂધ જેવા રંગવાળું રાજા બનાવે છે.

## મૂત્ર લક્ષણ.

મૂત્રમાં શબ્દ અવાજ હોય તો મનુષ્ય સુખી થાય; શબ્દ ન હોય તો તે દરિદ્રી, ડાબી તરફ ફેલાતી ધાર પડે તો રાજા, વિખરાઇને પડે તો નિર્ધન એક ધારી પડે તો સુંદર પુત્ર પેદા થાય.

## નાભી લક્ષણ.

ડાબી તરફ નમેલી અને લાંબી તો શુભ; જો ત્રિવલીના

વચમાં હોય તો પેટમાં શૂળ થાય; માછલીના આકારની તો ઘની, લાંબી પહોળી હોય તો વધુ આયુષ્યવાળો, કમળની કલી જેવી હોય તો રાજા, લાંબી નાભી વાળો ભાગ્યશાળી.

## ગરદન લક્ષણ.

ચપટી ગરદનવાળો ધનવાન, ટુંકીવાળો કંગાલ, પાડાના જેવી ગરદનવાળો શુરવીર, શંખ જેવો ગરદનવાળો રાજા થાય છે.

## પુરૂષ અવસ્થા વર્ણન

પુરૂષની અવસ્થા ત્રણ ભાગમાં વહેંચાય છે. અને ત્રણ ભાગમાં ચાર ચાર ઉપસોગ બને છે.

અ [૧] બાલ્યાવસ્થા (૨) શિશુ અવસ્થા (૩) કિશોરાવસ્થા (૪) મૃદુ અવસ્થા (બ) (૫) યુવાવસ્થા (૬) તરૂણાવસ્થા (૭) વિર્ય ઉત્પત્તિ અવસ્થા (૮) ગૃહસ્થાવસ્થા (સ) (૯) વૃદ્ધાવસ્થા (૧૦) તર્જની અવસ્થા (૧૧) મધ્યાવસ્થા (૧૨) પ્રૌઢાવસ્થા.

## સમયકાળ.

**શિશુ અવસ્થા**—જન્મ દિનથી આઠ વરસ સુધી એમાં માતા પ્રેમથી પાલન કરે છે.

**કિશોર અવસ્થા**—આઠ વરસથી બાર વરસ સુધી પરિવાર સાથે લાડમાં દિવસ વીતે છે.

**મૃદુ અવસ્થાઃ**—તેર વરસથી પચીસ વરસ પર્યંત વિદ્યોપાર્જનમાં સમય સમાપ્ત થાય છે.

**તરૂણાવસ્થા**—છવીસથી ત્રીસ વર્ષ હોય છે આ સમયે વિવાહ સંસ્કાર થાય છે.

**વિર્ય ઉત્પત્તિ અવસ્થા**—( સ્થાવર ) પચીસ વરસ પર્યંત વિર્ય ઉત્પન્ન થાય છે, જે ગૃહસ્થાશ્રમની પ્રથમ શ્રેણી છે.

**ગૃહસ્થાવસ્થા**—પચાસ વરસ રહે છે, સંતાન ઉત્પતિ વગેરે ગૃહસ્થાનંદ એમાં આવે છે.

**તર્જની અવસ્થા**—એકાવનથી સાઠ વરસ સુધી વિર્યનો અંશ ઘટવા માંડે છે.

**મધ્યાવસ્થા**—એકસઠથી પંચોતેર સુધી એમાં વિર્ય નાશ પામે છે.

**પ્રૌઢાવસ્થા**—છોતેરથી સો સુધી મૃત્યુકાળનો સમય ઈશ્વર ઉપાસનામાં વ્યતિત કરવો જોઇએ.

## માણસના નવ દોષના વર્ણન.

(૧) નપુંસક (૨) કમ વિર્ય (૩) શક્તિહિન (૪) વિર્ય વિનાનો (૫) પ્રમેહ રોગવાળો (૬) વિર્યના બદલે રૂધિરનું જવું (૭) ચાંદી (ઉપદંશ)નો રોગી (૮) વિષવાળી ચીજોનો ભક્ષી (૯) મદ્યપાન કરવું.

આ નવ પ્રકારના મનુષ્યોને સંતાન થતાં નથી. (થાય છે તો તેવાજ રોગથી ભરેલાં.)

## પુરૂષ શ્રૃંગાર.

(૧) શરીર પર સુંદર વસ્ત્ર પહેરવાં (૨) પાન ખાવાં (૩) ગાવું (૪) મોતી સોનાની માળાઓ પહેરવી (૫) વાળ રાખવા (૬) આંગળીઓમાં વીંટીઓ પહેરવી (૭) હાથ પગમાં કડાં પહેરવાં (૮) અત્તર (સેન્ટ) લગાડવાં (૯) મંજન કરવું (૧૦) તેલ પદાર્થનું મરદન કરવું (૧૧) મેંદી લગાડવી (૧૨) કાજળ આંજવું.

## ઉત્તમ વિર્યની ઓળખ.

સ્ફટીક મણી જેવું સફેદ, ચિકણું, જે પાણીમાં નાખતાં ડુબે

નહિ તેવું, મધ અને ધુમાડા જેવા રંગનું ફીણુ અને પરપોટા જેવું એવું વિર્ય ઉત્તમ છે.

### વિર્ય ગુણ.

સજ્જનો ! વીર્ય એક મનુષ્ય શરીરમાં સાર વસ્તુ છે, જેવી રીતે એન્જીનના બોયલરમાં કોલસા નાખવા અને પાણી નાખીને તે બન્ને વડે વરાળ પેદા થાય છે, બાદ તે સ્ટીમ રૂપે સમસ્ત કાર્યાલયના કામ પુરા કરે છે તેવીજ રીતે માણસના પેટ રૂપી બોયલરમાં પદાર્થોની સાથે ભોજન કરતી વખતે પાણી મિશ્રણ કરવામાં આવે છે. તો તેનું વાયુ રૂપી રૂધિર બને છે. છેવટ તે રૂધિરનું સ્ટીમ રૂપ વીર્ય બની શરીરના સમસ્ત કાર્યોને નભાવે છે. જો એન્જીનની સ્ટીમને કાઢી નાખવામાં આવે તો એન્જીનની સંપુર્ણ કળો તુટી જાય છે એજ રીતે જો વીર્યને નષ્ટ કરવામાં ન આવે તો શરીર એવું તો બળવાળું થશે કે જેટલી અસર સ્ટીમે એન્જીનની કળો પર કરી હતી તેટલી પછી કોઈ પણ શત્રુ તમારી સામે થઈ નહિ શકે. દાખલા તરીકે લક્ષ્મણ અને હનુમાન દ્રષ્ટી આગળ છે. જેમણે સંસાર વિજય રાવણ રાજાને એ વીર્યના બળથી હરાવી નાખ્યો હતો.

### કવાલી.

રૂકે ગર વીર્ય તન અંદર બને બલવાન ભારી હૈ ।<br>
બઢે યશ કીર્તિ દુનિયામેં હોય ધનવાન ભારી હૈ ॥૧॥<br>
સર્વ વિદ્યા કલાઓંકા અનોખા ભેદ પાવેગા ।<br>
રહે સભી રોગસે બચતા નહિ કોઈ સતાવેગા ॥૨॥<br>
રક્ષા કરો ઈસ વીર્યકી બિનતિ કરે બી. આર. હૈ ।<br>
સીધી નજર ભગવાનકી હોવેગા બેડા પાર હૈ ॥૩॥

## વીર્ય સ્થાન.

જેવી રીતે તલમાં તેલ રહે છે અને તલને પીસ્યા વિના તેલ જણાતું નથી તેવી રીતે મનુષ્યનું શરીરમાં તેલ રૂપી વીર્ય નિવાસ કરે છે, જ્યાં સુધી સ્ત્રી સહવાસ નહિ કર્યો હશે ત્યાં સુધી તે નહિ જણાય.

## દોષીત્ વીર્યની ઓળખાણ.

જે વીર્ય ગંધાતું ગાંઠોવાળું, વાયુ, પિત્ત, કફ વગેરે દોષો-વાળુ અને પરૂના જેવું હશે તે વીર્ય સંતાન ઉત્પત્તિના કામમાં આવશે નહિ.

## દંપતિ સુખનું વર્ણન.

ધર્મશાસ્ત્રો માં સ્ત્રી પુરૂષોનું યોગ્ય જોડું મળવું તેને દંપતિ સુખ કહે છે પરંતુ વર્તમાન યુગમાં સ્ત્રી પુરૂષો કામકેલિને દંપતિ સુખ માને છે; ખરી રીતે જોતાં તે ભુલ છે. પંડિત પુરાણીઓ શાસ્ત્રાનુસાર વિવાહથી જે પહેલાં લગ્ન કરતા હતા તે દંપતિના સુખ સાધન છે પરંતુ અત્યારે તો પુરૂષ સ્ત્રીની કે સ્ત્રી પુરૂષની પહેલાં મૃત્યુકાળને પ્રાપ્ત થાય છે.

## ષોડશ સંસ્કાર.

મનુસ્મૃતિમાં પ્રાણી માત્રને માટે જે સોળ સંસ્કાર બતાવ્યા છે તેમાંની પુર્ણતાને પ્રાપ્ત કોઈ અણતું નથી. આજકાલ તો સ્ત્રી સંભોગનેજ બસ સંસારી સુખનું સાધન અને સંસ્કાર માન્યો છે; અને તેજ કારણે સંતાન હેતુથી સંભોગ કરે છે. એ નથી સમજતા કે જો આ અયોગ્ય અશ્લિનતિ કાર્યોથી અમને વિશેષ સંતતિ થશે તો તેમનું પાલન શી રીતે કરીશું. બહુધા તો એજ જોવામાં આવે છે કે કોઈ કોઈને.

તો જન્મ પર્યંત સંતાન થતાં નથી. જો કોઇને નિયમ ઉલ્લંઘનથી સંતાન થયાં તો તે થોડા વયમાં મરણને શરણ થાય છે. થોડો સમય જીવે તો દુબળાં, સુક્કા રહે છે. અને તરૂણાવસ્થામાં સ્ત્રી પુરૂષ વૃદ્ધાવસ્થાને પામે છે. એ આ વર્તમાન કાળની શિક્ષણ પ્રણાલીની ખુબી છે. કે જેથી શાસ્ત્રોના અવલોકન કરવાની યોગ્યતા હોતી નથી. ભલે ગમે તેમ પણ અહીંયા શાસ્ત્રોકત સોળ સંસ્કાર બતાવવામાં આવે છે કે જેનાથી પ્રત્યેક ગ્રહસ્થને માર્ગ સુચક થાય.

(૧) ગર્ભાધાન (૨) પુંસવન (૩) અનુલોભન (૪) સીમોનપન (૫) જાતિ કર્મ (૬) નામ કરણ (૭) નિષ્ક્રમણ (૮) અન પ્રાસન [૯] ચૂડા કર્મ (૧૦) ઉપનયન (૧૧) મહાનામ્ન (૧૨) મહાવૃત [૧૩] ગાદાન (૧૪) ઉપનિષદ (૧૫) વિવાહ (૧૬) અંતીમ સંસ્કાર.

## વિવાહ સંસ્કાર.

આ સંસ્કાર આઠ પ્રકારના હોય છે. સંસારનો ક્રમ પણ આ સંસ્કાર પર આધાર રાખે છે. જો આ સંસ્કાર પ્રાણી માત્ર સાથે ન કરે તો સૃષ્ટિની પ્રણાલી ચાલવી અસંભવીત થઇ જાય, પ્રાણી માત્ર આ એકે સંસ્કાર માટે સુખ દુઃખ હાનિ, લાભ ભોગવે છે; એનો ક્રમ આ પ્રમાણે છે.

(૧) બ્રાહ્મ—શ્રંગાર અને આભુષણ યુકત કન્યા સુંદર વરને દાન દેવી,

(૨) દેવ—જે કોઇ યજ્ઞ કરાવે અને યજ્ઞ કર્તા બ્રાહ્મ બાળક તે યજ્ઞને સારી રીતે પુર્ણ કરે તેને અલંકાર સહિત કન્યા દાન દેવું.

(૩) **આર્ષ**—વર પાસે જઈને માત્ર ગાય. બળદ આપી કન્યાદાન દેવું.

(૪) **ગાંધર્વ**—બાળક, બાળકીની ઇચ્છાનુંસાર પરસ્પર સંયોગ થવો.

(૫) **પ્રજાપાત્ય**—વરને કન્યા આપી એમ કહેવું કે—' આ સહાય આપની આજ્ઞાકિંત રહેશે. આપ બીજા લગ્ન આના જીવન છતાં કદાપિ કરી શકશો નહિ.

(૬) **અસુર**—જ્ઞાતિભાઈને ધન માલ વગેરે પહેરામણીમાં આપી કન્યા આપવી.

(૭) **રાક્ષસ**—કન્યાને બલાત્કાર કરી હરી જવી. અને લગ્ન કરવાં.

(૮) **પિશાચ**—કન્યાની ચોરી કરી જઇ લગ્ન કરતાં.

### વિવાહ પરિણામ.

જેવી રીતે બે પૈડાં વિનાનું ગાડું ચાલતું નથી. તે પ્રમાણે ગૃહસ્થાશ્રમ સ્ત્રી પુરૂષ બંન્ને વિના ચાલતો નથી, અને સંસારીક દંપતિ સુખપણ મળતું નથી. લગ્ન વિના શ્રષ્ટિક્રમ અને સંસારી નિયમની પણ પુરતી ઓળખ થતી નથી. વૃદ્ધાવસ્થામાં સંતતિ અને સ્ત્રી બંને સ્વર્ગીય આનંદ આવે છે. સ્ત્રી પુરૂષના પ્રત્યેક પુણ્ય પાપમાં અર્ધ ભાગીની છે. તેટલા માટે તેનું નામ અર્ધાંગેની રાખ્યું છે. જો મનુષ્ય જન્મમાં લગ્ન ન કરે તો તેને માટે મરણ પછી કીડા સાંપ આદિની યોનિમાં જન્મ લેવો પડે છે. માટે લગ્ન તે મોથી આવનારી સર્પ યોનિમાંથી મુક્તિ આપનાર છે.

### સ્વાસ્થની રક્ષાનું વર્ણન.

સંસારમાં આરોગ્ય એ પણ એક સુખનું સાધન છે. લાંબુ

આયુષ્ય અપાવનાર આરોગ્યતા છે. જેનું શરીર આરોગ્ય નથી તે સંસારમાં સુખ ભોગવવા ભાગ્યશાળી થતો નથી અને ટુંકા વખતમાં પરલોકવાસી થાય છે. મહર્ષિ સુશ્રુતે કહ્યું છે કે:—

श्लोकः—समदोष समाजनिश्च समधातु मल क्रिया।
प्रसन्नात्मेन्द्रिय मना स्वस्थ इत्याभिधीयते ॥

ભાવાર્થ—જે પુરૂષની શારીરિક ઇંદ્રિઓ અને ચિત્ત પ્રફુલ્લ રહે તે માણસ નીરોગી છે. તે મનુષ્ય કેવી રીતે નીરોગી રહી શકે તેનું વર્ણન નીચે પ્રમાણે.

## આરોગ્યતાના નિયમો.

સુર્ય ઉગતા પહેલાં ઉઠી શૌચકર્મથી પરવારી નાહી ધોઈ, થોડી કસરત કરી, ઈશ્વરની ભક્તિ કરવી સુર્યોદય થતાં પહેલાં ચોકખી હવામાં ફરવાને માટે પોતાના રહેઠાણની બહાર શક્તિ જેટલું બહાર ફરવા જવું. ડાકટરોનો મત છે કે સુર્યોદય કાળ પહેલાં પ્રત્યેક જડીબુટ્ટી પોતાની હવા ફેલાવે છે, બીજું આંખો સુંદરતાને ઠંડક ખુબ જુએ તેથી તેનું તેજ વધે છે. મગજમાં જોર ને શાન્તિ આવે છે. જેથી ખોટા ખોટા વિચારો મગજમાં ઉદ્‌ભવે છે. સુર્યોદય પહેલાં બહાર ફરીને ઘેર આવી જવુ. જો તેમાં વાર થશે તો સુર્યનાં કિરણુ શરીરની ઓજસ શક્તિને મેલી કરી નાખશે અને જેટલી ઠંડક વૃદ્ધિ મગજમાં થશે એથી બમણી ગરમી શરીરમાં પેસી જશે (૨) સાત દિવસમાં એક દિવસ હજામત અને તેલ મર્દન કરવું જેથી સર્વ શરીર હૃષ્ટ પુષ્ટ બનશે [૩) જમવાનું નિયમીત રાખવુ અનિયમીત

જમવાથી તથા વિશેષ ઓછું ખાવાથી અનેક રોગ ઉત્પન્ન થાય. છે [૪] જમ્યા બાદ કમીમાંકમી દસ ડગલાં ચાલી, એ કલાક આરામ લેવો જોઈએ. આરામ લેતાં–સૂતાં જમણી બાજુપર પડખેથી સૂઇ રહેવું અર્ધો કલાક બાદ ડાબી બાજુથી સૂઈ રહેવું. કેમકે જમણુમાં જમેલો પદાર્થ પ્રથમ ડાબા ભાગમાં જાય છે. બાદ જમણા તરફ આ ભાગ ઈશ્વરનો બનાવેલો છે. ગમે તે પદાર્થ ખાવો પણ અભક્ષ્યક પદાર્થ કદાપિ ખાવો નહિ. એક પખવાડીયામાં એક દિવસ અપવાસ કરવો જેથી કોઈ ભાગ પચેલો ન હોય તે પચીને શુદ્ધ થાય, એટલાજ માટે પ્રાચિન ઋષિવરોએ એકાદશીના વ્રતને મહાત્મ રૂપમાં વર્ણવ્યું છે. (૬) હમેશાં સ્વચ્છ હવામાં સુવું. સૂવાના ઓરડામાં બારી બારણાં એવાં જોઇએ કે જેમાં સારી રીતે શુદ્ધ હવા આવજા કરી શકે. [૭] ખાવાના પદાર્થમાં ચૈત્રમાં ગોળ, વૈશાખમાં બીલ્વફળ; જેઠ માસમાં સવારના દશથી સાંજના સાત સુધી ઉઘાડા પગે ફરવું નહિ, અષાઢમાં કેળાં, અને તેલ ખાવું નહિં, શ્રાવણમાં છાશ કે ખટાઈ; ભાદરવામાં મુળા અને આસોમાં કારેલાં કાર્તિકમાં માખણ; માગસરમાં તક. પોષમાં મરચાં, માહમાં નવા જવ અને ફાગણમાં ચણા, આમ આટલા માસમાં આ પદાર્થો ન ખાવાથી બારે માસમાં એવો માણસ રોગી થશે નહિ. (૮) વર્ષા ઋતુમાં વૈદક શાસ્ત્ર પ્રમાણે પિત્ત પગનાં તળીઆમાં જાય છે અને પિત્તએ પ્રાણી માત્રનું જીવન છે, એટલા માટે પિત્તને તેના સ્થળેજ રાખવાને માટે ખારા પદાર્થ ખાવા જોઈએ (૯) નિશાવાળો પદાર્થો ગોળ, તેલ, ખટાઈ સુંઠ મરચાં, વાસી મીઠાઈ જે

પિત્તને બગાડે છે તે કદાપિ ખાવી નહિ. (૧૦) બાળકને રાત્રે આઠ કલાક, જુવાનને સાત કલાક અને વૃદ્ધને નવ કલાક સૂવાની જરૂર છે. દિવસે કદાપિ ઉંઘવું નહિં; કેમકે સૂઈ રહેવાથી શ્વાસ ખુબ ચાલે છે; જેથી દિવસે સૂનારનું આયુ જલદી પુરૂં થાય છે. (૧૧) આરોગ્યતાનુસાર જો જઠરાગ્નિ સારો હોય શક્તિ પ્રમાણે નિરોગી ઘી અને દુધ ખાવાં જોઈએ. [૧૨] નિરોગી માણસે એક માસમાં માત્ર ચાર વખત નિયમ અનુસાર સ્ત્રી સમાગમ શિયાળામાં કરવો. ઉનાળામાં એક મહીનામાં બે વખત આથી વધારે સમાગમ નુકસાનકારક છે. વધારે કામ, ક્રોધ, લોભ, મોહથી હંમેશ બચતા રહેવું, ચિંતા કદિ કરવી નહિ કેમકે ચિંતાથી શરીર હંમેશ સળગ્યા કરે છે જેથી દુર્બલ બની જલદી મૃત્યુ થાય છે. (૧૪) બાલ્યાવસ્થાથી પચીસ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવું જોઇએ.

## આરોગ્યતાનું નાશ થવાનુ કારણ.

નાન્હુંપણથી કુસુંગતિ, ગુદા ભંજન, હસ્ત ક્રિયા, વેશ્યાગમન દ્વારા, કાચા વિર્યનો નાશ કરવો બાળવયમાં લગ્ન થવાં, વધુ મૈથુન કરવું, ચીંતા કરવી અભક્ષ્ય પદાર્થો ખાવા મદ્યપાન માટે નિશાવાળા ચીજોનું સેવન કરવું, વિર્યનું ન રહેવું દુર્ગંધવાળાં કપડાં પહેરવાં, રોગી રહેવું આ બધાં ગુણો આરોગ્યતાનો નાશ કરવામાં કારણભૂત છે.

# સ્ત્રી પ્રકરણ ૨ જું.

જેવી રીતે કોકશાસ્ત્ર અનુસાર પુરૂષનાં ચાર ભેદ છે, તેવીજ રીતે સ્ત્રીઓના પણ ચાર ભેદ છે.

(૧) પદ્મિની (૨) શંખીની (૩) હસ્તિની (૪) ચિત્રણી.

પદ્મિનીનાં લક્ષણ.

શ્લોકઃ—भवति कमल नेत्रः नासिकः क्षुद्र रंध्रः ।
अविरल कुच युग्मा. दीर्घ केशी कृशांगी ॥
मृदु वचन सुशीला, नित्य गीता नुरूक्तः ।
सकलतनु सुवेषः । पद्मिनी पद्म गंध : ॥

દોહાઃ—ચમ્પક બરની પદ્મિની રાખે કોમળ અંગ ।
મુગ્ધ ભવે ભૅવરાફિરત પલભર તજે ન સંગ ॥
તન મધુરાઈ પદ્મિની બોલત મીઠે બૈન ।
શશિ ઉજિયાલી લજત લખિ લજ્જાયુત દોઉ નૈન ॥

સવૈયાઃ—બૈસ રહે આરીસીસભી બિનમાન રહે અતિ હી મન લાજૈ
નિર્મલ ચીર સરોહ લસે અરૂધીર ગંભીર સભીતનસાજૈ
પતિ સોં નિત પ્રીતિ રખૈ હિયસૌં ગૃહકામ કરે ઘરમાંહિ બિરાજૈ
બૈની કવિછંદ બનાય કહે રંભા રતિ રૂપકે પદ્મિન રાજૈ ॥



ભાવાર્થ:—જેની આંખો કમળ જેવી, નાકનાં બાખાં નાનાં નાંના, બન્ને સ્તન કઠણ. વાળ લાંબા કોમળ ને કાળા, મીઠું રંગચંદ્રનાં કિરણો જેવો, મીઠું મીઠું હસનારી, હાથીના જેવી મસ્ત ચાલ, ગૌરવર્ણી, પતિ ભકત, પતિપ્રેમી, આંખોમાં શરમવાળી, કંઠ તીણો, ઓછો આહાર પવિત્ર સ્થળમાં વાસવાળી પદ્મિની કહેવાય છે.

## શંખિની લક્ષણ.

શ્લોક—दीर्घासु दीर्घ नयना वर सुन्दरीया ।
कामोप भोग रसिका गुण शील युक्ता ॥
रेखा त्रयेणच विभुषित कंठ देशा ।
संभोग केलि चतुरो किल शंखिनी सा ॥

દોહા–પદ દીરઘ, દીરઘ ભુજા, કર દીરઘ તન ભામ ।
ચલૈ ઉતાવળ ચાલજો, વહી શંખિની બામ ॥

સવૈયા–લઘુ લોચન દીરઘ કઠલસૈ કુછ સુક્ષ્મ તામસ રંગકી ભારી
રતિ,મેં અતિ પ્રીતિ રખૈ નિતહી ઉતકાવલ ચાલ ચલે મતવારી
પલપલ ભોગ વિલાસ ચહે લિપટે પતિ સોં નિજઈચ્છા ચારી
બૈની કવિ છંદ બનાય કહે, એસેહી સ્વભાવકી શંખિન નારી



ભાવાર્થ:—શરીર મોટું પ્રીતીની રીતિ ન સમજનારી ઉતાવળ ચાલ વાળી સ્નેહ રાખનારી પગ ભુજા અને હાથ દીર્ઘ કંઠમાં ત્રણ રેખા હોય છે. નેત્ર લઘુ સુક્ષ્મ અને તામસ રંગની રતમાં પ્રીતી રાખનાર, પલપલમાં આપની ઇચ્છાનુસાર પતિ સાથે વિલાસ ચાહનારી એવી સુંદરીને શંખીની કહેવામાં આવે છે.

## હસ્તિની લક્ષણ.

श्लोक—स्थुल धरा स्थुल नितम्ब भागः ।
स्थुलांकली स्थुल कुचा सुशीलः ॥
कामोत्सुका गाढ रति प्रियाच ।
नितम्ब खर्वाखलु हस्तनी सा ॥

દોહા—કુચ ભારી, ભારી ભુજા ભારી તનુ સાનંદ
ગ્રીવા ભારી હોત હય, ચલત હસ્તિની મંદ



સવૈયા.

ફૂલિ સમઈ કી બાનિ અહઈ
ભુજ ગર્દન માંહી સપ્રેમસોં ડારે
બાતકી ગંધ ગયંદ બહઈ અતિ
કામ કે બાન પિયા ઉર મારે
કામ કિલોલ સમય અતિહી
કામાતુરહો નહિં નીતી બિચારે
રચિ છંદ કહઈ ઐનો કવિયોં
નહિં હસ્તિન કામસોં નેહ બિસારે

ભાવાર્થ:—શરીર જાડું, હાથ જાડા, સ્તન મોટા ગરદન ટુંકી. વાળ નાના, કાળા રંગની, નીચેથી પગ લાંબા, ઉપરનો ભાગ ટુંકો, વાત કરતાં ઘડીએ હસનારી, બીજા પુરૂષ સાથે પ્રેમ રાખનારી, હાથ વધારે લાંબા, આંગળીઓ મોટી અને લાંબી એવી ભયાનક ચહેરાવાળી સ્ત્રી હસ્તિની નામે ઓળખાય છે.

## ચિત્રની લક્ષણ:

श्लोक—कठिन घन कुचाढ्या नाति दीर्घा मनोज्ञा ।
रति रस गुण युक्ता, सुन्दरी नाति खर्वा ॥
कमल नयन युग्मां, लोभ हीना सुशीला ।
तिल कुसुम सुनासा, चित्रनी चित्र वक्ता ॥

દોહા—અતિ ચંચલ ચિત ચિત્રની નૈના ચકિત કુરંગ ॥
તન દુર્બલ ભારી નહીં, દીરઘ લઘુ નહિં અંગ ॥

સવૈયા—પંકજસમ નૈન વિશાલ અહે ચંચલ ચિત્ત બડે અનિયારે,
મૃદુ, બૈન કહે અતિ નેહ ચહે. સિર કેશ બડે કુચહોં અતિકારે;
કદલીસમ જંઘ સુડોલ બની ભ્રકુટી બકી શર નૈન કરારે,
બૈની કવિ છંદ બનાય કહે યહ લક્ષણુ ચિત્રન નારિમેં સારે.



ભાવાર્થ:—શરીરે બહુ મોટી કે નાની નહિ, નાક તલના કુલ જેવું; આંખો કમળના જેવી, સ્તન કઠણુ, માથું ગોળ સુંદર, સુશીલા, નિર્લોભી, પતિ પર પ્રેમ રાખનારી અને સર્વ ગુણુ સંપન્ન હોય છે.

---

# કુમારી ભેદ.

---

ઉપરોક્ત સ્ત્રીઓથી અધિક શાસ્ત્ર પ્રમાણે કુમારી સ્ત્રી જાતિમાં પણ ત્રણ ભેદ છે. (૧) ઉત્તમ (૨) મધ્યમ (૩) કનિષ્ઠ

## ઉત્તમ કુમારીનાં લક્ષણુ.

ઉજ્વળ શ્યામવર્ણુ, ચાલ હરીણી જેવી, દાંત નાના નાના, દયાવાન અને પતિવૃતા હોય છે.

## મધ્યમ કુમારીનાં લક્ષણ.

શરીર આકૃતિ ઠીકાઠીક, નાભી મોટી, ભુજ વિર જેવી, નાક પોપટની ચાંચ જેવું હસતું મુખ, આળસ વિનાની, માપસર આહારવાળી, ગુરૂ, બ્રાહ્મણની સેવા કરનારી હોય છે.

## અધમ કુમારીનાં લક્ષણ.

શરીર રોગવાળું નેત્ર પીળા રંગનાં, હસવું ભારે, લજ્જા વિનાની બકવાટ કરનારી, ક્રોધી અને વ્યભિચારીણી હોય છે.

## વાંઝણી સ્ત્રીનાં લક્ષણ.

વાંઝણી સ્ત્રીના આઠ પ્રકાર છે. (૧) જન્મ વંધ્યા–જેને એક પણ સંતાન ન થાય તે. (૨) કાકવંધ્યા–એકજ સંતાન થાય તે. [૩] મૃત્યુવત્સા–સંતાન થતામાંજ મરી જાય. [૪] ગર્ભશ્રવા–જેને ગર્ભપાતજ થયા કરે. [૫] ગલગ્દર્ભા–જેનો ગર્ભ ત્રણ ચાર માસ પછી પડી જાય [૬] કન્યાપત્યા–જેને પુત્રીઓજ થયા કરે. [૭] મૂઢ ગર્ભા–પહેલાં ગર્ભ થાય નહિ અને બીજો વધે નહિ. (૮] રજોહિના–જેને રજોદર્શન ન થાય.

## જન્મ વંધ્યાની ઓળખ.

જેના પેટપર વાળ હોય, બેસતી વખતે પણ રેખા ન પડે, ઉપલ્યો હોઠ જાડો ને નીચેનો પાતળો, બન્ને ભ્રમરો જોડાયલી, હાથને લંબાવીને વાતો કરે, પેટનો આકાર સર્પાકાર હોય.

## કાક વંધ્યાની ઓળખ.

પેટની આકૃતિ દેડકાના માથા જેવી, આંખો નાની બન્ને સ્તનનો મ ય ભાગ બેઠેલો, કંઈક નાના, વાત કરતાં દાંત

બહાર જણાય. કર્કશા સ્વભાવવાળી, લોભી પર પુરૂષની અભિલાષાવાળી.

## મૃત્યુવત્સાની ઓળખ.

માથું નાનું, મોંઢુ ઉંચું ચઢાવવાથી કપાળમાં રેખાઓ ન પડે. હસ્તી વખતે તાળવું જણાય, દાંત પંક્તિ ખંડિત થયેલી, વાત કરતાં કરતાં આંખોની પુતળીઓ ખૂણામાં જતી રહે, કમર જાડી, પેટની આકૃતિ કબુતરના જેવી.

## ગર્ભશ્રવાની ઓળખ.

પેટપર વિશેષ નસો, ત્રણ રેષા ખંડિત થયેલી, યોનિની આકૃતિ ગાયના પુંછડી જેવી માથાના વાળ બરછ સુઅર જેવા, આંખો પિળા રંગની, ભમરના વાળ સીધા, પેટની આકૃતિ સીધી.

## ગલગ્દર્ભાની ઓળખ.

શરીર સુકું, પેટ મોટું દેડકા જેવું, ઝાંઘ શરીર કરતાં હલકી, સ્તન મોટા ને કઠણ, યોનિ મરઘીના જેવી ડુંટી ઉપરથી પહોળી, ખરાબ હસવાવાળી, સહવાસમાં અધિક હોંશિયાર, આળસુ હોય છે.

## કન્યાપત્યાની ઓળખ

હાથમાં રેષાઓ ન હોય, સ્તન મોટા, પેટન આકૃતિ મગરના જેવી, કમર પાતળી, ડોક લાંબી, મીઠું બોલનારી, માથું નાનું, અહંકારી.

## મૂઢગર્ભાની ઓળખ.

યોનિચક્રનો ત્રીજો પડધો સીધો. પેટનો ડાબો ભાગ મ્હોટો ડુંટી મોટી અને પહોળી, સ્તનનો નીચેનો ભાગ મગરના મોઢાનાં જેવો નીચે નમેલો, અલ્પ સહવાસી.

## સ્ત્રોહિનાની ઓળખ.

પેટપર વાળ, મુંછપર વાળ, કબુતરના જેવી ઉતાવળી ચાલ-વાળી, પગ મોટા, ભોગની જરા પણ ઇચ્છા ન કરનારી, સ્તન નામના, યોનિની આકૃતિ ચક્ર વિનાની. અને સીધી.

## ગુપ્ત આઠ વંધ્યાનાં નામ અને લક્ષણ.

૧—ત્રિપક્ષી—જેની સ્ત્રી યોનિનો ચક્ર સ્ત્રી જેવો હોવા છતાં ગર્ભાશયથી જુદાં રહે.

૨—શુભ્રંતી—લજ્જા વગરની, કામાંધ, અન્ય પુરૂષ સાથે ભોગેચ્છાવાળી રજનો પોતાની મેળે પતન કરે.

૩—સજ્જા—કપાળ બેઠેલું, શેડ પાતળા, સ્તન ઉંચા, કાગ જેવા નેત્રવાળી હોય છે.

૪—ત્રિમુખી—બહુ બોલી, મોટેથી બોલનારી, નિર્દયી વ્યભીચરિણી હોય છે.

૫—વ્યાધીની—કઠોર, કર્કશા, કાન મોટા ચોટલો ગુચ્છા-વાળો, વાળ નાના ભયંકર હસનારી, સિંહના જેવા અવાજવાળી.

૬—મકી—ઉતાવળી, અધર ચાલનારી મીઠા બોલી, પતિ સાથે ઉપરનો પ્રેમ રાખનારી,

૭—કમળની—બતક જેવી ચાલની ભોગનો આનંદ સમ-જનારી, આળસ વિનાની.

૮—વ્યકિતની—સાથે પ્રેમ ન રાખનારી, ક્લેશ પ્રિય, વ્યભીચારીણી, દરેક પુરૂષ સાથે વાતો કરનારી.

## વ્યભિચારીણી સ્ત્રીના લક્ષણ.

જે સ્ત્રી પોતાના પતિ પાસે ન રહેતાં અન્ય સંબંધીઓ પાસે રહ્યા કરે. બારણા કને વિશેષ ઉભી રહે. બારીએ વારંવાર ઉભી ઉભી જોયા કરે. તરત હસવાથી ગાલમાં ખાડા પડે. લજ્જાવિનાની, પિયેરમાં વિશેષ રહેનારી, અડધો ઘુમટો રાખનારી; છાતી ઉઘાડી રાખી ચાલનારી, મીઠી બોલી, કપટી, મિથ્યા વાતો કરનારી, સાસુ સસરાનું માન ન રાખનારી, સ્વચ્છંદી, સ્તન પર વારંવારે હાથ રાખનારી, પેટ અને પિંગળી ઉઘાડાં રાખી બેસનારી, દાઢી પર આંગળી રાખી વાત કરનારી.

## વિરક્તા સ્ત્રીના લક્ષણ.

પતિનું મોં જોયા કરે પણ ઉત્તર ન આપે. પતિના ચુંબનને તરતજ પુંછી નાખે, પતિના મીત્રો સાથે સ્નેહ રાખનારી, સ્નેહમાં ઓછી લીન.

## કામવતિ સ્ત્રીના લક્ષણ.

યૌવનમાં મદમાતી, પતિનો વિયોગ સહન ન કરનારી, બે માસ થતાં વીરજ પ્રસુતા બને. સ્ત્રીઓમાં બેસીને પોતાનાં દુઃખોનાં વર્ણન કરે.

## કામ પ્રવિત સ્ત્રીનાં લક્ષણ.

શરીર શિથીલ રહે, આંખો ફેરવ્યા કરે, બોલી થરડાતી હોય, ગભરાઈને પતિથી દૂર ભાગે.

## અનુરાગવાળી સ્ત્રીના લક્ષણ.

જે દ્રષ્ટીથી પણ પુરૂષને નજર મેળવે એ નિર્લજ, કંઈ કંઈ હંસે, થોડા વખતમાં શરીર ખુલ્લું કરે ને ઢાંકે, માર્ગમાં ચાલતાં ચાલતાં પગ જોડવા, સંભાળ્યા કરે, ચિત આનંદમાં

કટાક્ષ કરતાં માથાંના વાળને સાચવે, સ્તનને કસીને બાંધે, મોઢું મલકાવીને અને શરીરને ધીમે ધીમે હલાવ્યા કરે.

### કામાંધ સ્રીનાં લક્ષણ.

સ્તન વારંવાર પકડીને દાબે, જીભને વારંવાર હોઠ પર ફેરવે શરીર ચુંથાય-આલસ મરડે, સખી સાથે મશ્કરી કરી ચુપ થઈ જાય, પગની આગળીના ચાળા કરી વાતો કરે. વારંવાર બારણા પર આવી આંખ મારે, નિર્લજ બનીને બગાસાં ખાવા લાગે-સ્તનને સાડી વડે ઢાંકે નહિ.

### પાંચ પ્રકારની મહા સ્રીઓનાં નામ.

(૧) દેવી—જેનાં દેવ જેવાં લક્ષણ તે દેવી.

(૨) અપ્સરા—ગંધર્વીના જેવાં આચરણવાળી તે અપ્સરા.

(૩) યક્ષણી—યક્ષ પુરૂષ જેવાં લક્ષણ તે યક્ષણી.

(૪) પિશાચીની-જેનાં લક્ષણ રાક્ષસ પુરૂષ જેવાં તે પિશાચીની.

(૫) કૃત્યા—જેનું નાક નાનું, હોઠ લાંબા, કાળા રંગની તમોગુણીને સ્તન શિથિલ.

### પતિવ્રતાનાં લક્ષણ.

જે કામદેવને વશ રાખે, પતિમાંજ સ્નેહ રાખે, તન, મનને ધનથી પતિની સેવા કરે, પતિનાં સુખ દુઃખ તે પોતાનાં સુખ દુઃખ સમજે. ઘર પવિત્ર રાખે, પતિનો વિયોગ સહી શકાય નહિ, સાસુ સસરાને માબાપ જેવાં ગણી તેમની સેવા કરે, સર્વ પછી જમે અને સૂએ. એકલી કંઈ જાય નહિ. પર પુરુષ સ્રીને પોતાના માતા, અને ભાઈ બ્હેન સમજે પોતાના પતિ સિવાય સર્વને સ્રી સમજે, મીઠું બોલે કોઈપર દ્વેષ નહિ રાખે; પોતાના પતિની કમાઈ પર સંતોષ માને. અને નિર્લોભી રહે તે પતિવ્રતા કહેવાય છે.

### ઋતુવાળી સ્ત્રીનાં લક્ષણ.

જે ઘર કામમાંથી અલગ બેસે, કોઈ પણ કાર્યમાં ચિત્ત ન હોય. મોઢા પર આળસનાં ચિન્હ હોય, તેવી સ્ત્રી ઋતુવાળી ઓળખી શકાય. એ ઋતુ પાંચ પ્રકારનાં હોય છે.

(૧) પુષ્પભાવ (૨) રક્તાશ્રવ. (૩) માસિક ધર્મ (૪) અધુવેશન (૫) ઋતુશ્રાવ લક્ષણ નીચે પ્રમાણેજ છે.

(૧) પુષ્પભાવ–ઋતુ સ્નાન પછી થોડા દિવસે થાય છે.

(૨) રક્તાશ્રવ–થોડો વખત રક્તાશ્રયમ કાચું લોહી વહે છે.

(૩) માસિક ધર્મ–નિયમિત વખતે પ્રત્યેક મહિને આવે છે.

(૪) અધુવેશન–આ સમયે લોહી સાત આઠ દિવસે બરાબર ચાલુ રહેશે.

(૫) ઋતુશ્રાવ–મહિનામાં બે કે ત્રણ વખત લોહી વહે છે.

### માસિક ધર્મ પ્રાપ્ત થવાનાં લક્ષણ.

શરીર ગોળ અને ભારે, જુદા જુદા અવયવોની વૃદ્ધિ, મન શક્તિ વિનાનું અને નિર્મળ, સંભોગનો ઈચ્છા નહિ રાખનારી, સ્તન મોટા, કમરમાં દર્દ અને શિથિલતા, મોઢાનો ચહેરો ફીકો શરીર આળસુ, દરેક કામમાં શરમ પેઢામાં અને યોનિમાં દર્દ થાય છે.

### વિધવા સ્ત્રીનાં લક્ષણ.

જેની કેડે માંસ, હાથમાં ખૂબ રેખાઓ, પેટ પર વાળ, ગરદન પાતળી અને ચપટી; હોઠ મોટા, સ્તન વચ્ચેનું અંતર વિશેષ સેંથામાં ભમરો, અપૂર્ણ ભમ્મર, પીંડળી અને અડી ભારે ખાંધ અને જાંઘ પર વાળ; પગના ડાબા અંગુઠાની પાસેની તર્જની આંગળી મોટી, કનિષ્ટા અને અનામિકા આંગળીની વચલી આંગળી નાની; પૃથ્વી પર પગ મૂકતાં જમીન ખાલી રહે. તે સ્ત્રી બાળપણમાંજ વિધવા થાય.

# સ્ત્રી સામુદ્રિક.

## પગનાં લક્ષણ.

પગની વચલી સમાન તે શુભ, મોટી તે અશુભ; ઉચી તે સ્ત્રી કુલટા, લાંબી તે દુઃખીયારી.

## જાંઘનાં લક્ષણ.

જેની જાંઘ પર વાળ હોય તે અશુભ, રૂવાંટાં મૂળમાં રૂવાટી તે રાણી બને. એક રૂવાટામાં બે રૂવાટાં હોય તે સુખી, ત્રણ હોય તો વિધવા થાય. ચઢતાં ઉતરતાં અને ગોળ ચળકતાં રૂવાટાં હોય તેવી સ્ત્રી રાજાની પત્ની ( રાણી ) બને.

## ઘુટણનાં લક્ષણ.

માસ વિનાના ઘુંટણવાળી વ્યભિચારીણી, અને ઢીલાં વાળ દરિદ્રી.

## હૃદયનાં લક્ષણ.

હાથીની સૂઢ જેવું, વાળ વિનાનું, તે શુભ, ચિકણું, ગોળ તે રાણી રોમ વાળી તે વિધવા અને ચપટા હૃદયની તે દરિદ્રી માનવી.

## પેટનાં લક્ષણ

બહુ મોટા પેટવાળી ભાગ્યવતી, પેટ પર સીધાં અને ઝીણાં રૂવાટાં તે સુખી, પેટનો આકાર ઘડા જેવો કે મૃદંગી જેવો હોય તો દરિદ્રીની, ઉંચું પેટ અને નસો વિનાની સ્ત્રી કામી થશે.

## છાતી લક્ષણ.

છાતી પર વાળ વાળી પતિ ઘાતકી, ૨૮ આંગળ ઉંચી પુષ્ટ છાતીવાળી સુખી, રોમવાળો નીચી છાતીની દરિદ્રી, લાંબી છાતીવાળી સ્ત્રી વ્યભિચારીણી અને નિર્દયી થશે.

### સ્તન લક્ષણ

ડાબો સ્તન મોટો. તે પુત્રવતી, સવ રીતે ડાબો ઉંચો તો સુંદર કન્યા જન્મે. જો સ્તન પેટ સુધી લાંબા અને મોટા હોય તો વિધવા થાય. આગળનો ભાગ મોટો અને વચમાં પાતળો અથવા મૂળ આગળ પાતળો હોય તો તે અશુભ છે.

### કંધાનાં લક્ષણ.

દાસી અને વિધવા સ્ત્રીની ખાંધ મોટી અને દુર્બળ વાંકા અને રોમ યુક્ત હોય છે.

### હાથ લક્ષણ.

વિધવા સ્ત્રીના હાથપર મોટા મોટા વાળ હોય છે. નાના હાથવાળી દુર્ભાગી વાંદરા જેવા હાથવાળી દરિદ્રી. હાથ પર કાળો તલ હોય તો ચોર હોય.

### હાથની રેખાનાં લક્ષણ.

અંકુશ, વજ્ર, અને છત્રનું ચિન્હ ડાબા હાથમાં હોય તો રાણી પુત્રવાળી અને સુશીલા બને બહુ રેખાવાળી વિધવા થાય રેખા વિનાની દરિદ્રી, માછલીના ચિન્હવાળી ભાગ્યવાળી, કમળના ચિન્હવાળ પુણ્યાત્મા બને.

### કટિનાં લક્ષણ.

સુલક્ષણાની કટિ કોમળ શંખના આકારની હોય છે, રૂવાં વાળી અને નાની કટિની કુળ ઘાતકી અને દરિદ્રી, મોટી અને લાંબી વાળી વિધવા, ચપટી હોય તો વાંઝણી, ઘણી નાની તે પુત્ર વિનાની.

### કાન લક્ષણ.

સફેદ કાનવાળ સંન્યાસિની રહીને પણ વ્યભિચાર કરે છે.

## હોઠ લક્ષણ.

વિધવા અને કજીઆખોર સ્રીના હોઠ કાળા અને મોટા, જેના હોઠપર વાળ હોય તે પતિ ઘાતકી, ઉંચા હોઠવાળી લડતી વખતે પતિ સાથે ક્રોધાયમાન અને કટુ વચન બોલે છે.

## દાંતનાં લક્ષણ.

ઉંઘમાં દાંત કચડતી કુલક્ષણા, આગળના દાંત મોટા અને હોઠ બહાર દેખાય તો તે વિધવા થાય, છુટા છુટા દાંત-વાળી વ્યભિચારીણી.

## જીભ લક્ષણ.

સફેદ જીભવાળીનું પાણીમાં મૃત્યુ થાય, કાળી જીભવાળી કજીયાખોર, મોટી જીભવાળી દરિદ્રી, લાંબી જીભવાળી માંસા-હારી, જીભને વારંવાર હોઠપર ફેરવે તે દૂતી હોય છે.

## હાસ્ય લક્ષણ.

હસતી વખતે ગાલમાં ખાડા પડે અથવા ગાલ બેઠેલા હોય તો તે વ્યભિચારીણી અને વિધવા બને, ગાલ પુલે તો શ્રેષ્ટ લાલાશ આવે તો વૃદ્ધાવસ્થામાં વિધવા થાય.

## નાક લક્ષણ.

ફારસી લીપીના પ્રથમ અક્ષર અલેફની માફક બરાબર. અ-થવા કાગળની ચાંચ સમાન અશુભ સંકોચાયલી અને વચ-માંજ બેઠેલી નાંસીકા હોય તો તે વીધવા બને ચપટી ના-સિકા હોય તો દાસી થાય. લાંબુ હોય તો પુત્રવતી થાય.

## નેત્ર લક્ષણ.

લાલ આંખોવાલી પતિ ઘાતકી, ગોળ આંખોવાળી માંસાહારી, ઉંચી આંખોવાળી અલ્પ આયુષ્યવાળી, નાની આંખોવાળી

કુલટા, વારંવાર આંખો ફેરવે તો વ્યભિચારીણી, પીળા રંગની અને કાળી આંખોવાળી દુષ્ટ, સફેદ આંખોવાળી વિશ્વાસ ઘાતકી ચંચળ અને ઘેટાંના જેવી આંખોવાળી દુખીયારી બને.

### ભ્રકુટી લક્ષણ.

કુલક્ષણાની ભ્રકુટી કઠણ, લાંબી ભ્રકુટી અશુભ, ધનુષ્ય આકારની ગોળાઈ, ચિકણી અને જુદી જુદી તે શુભ ગણાય છે.

### શિર લક્ષણ.

વિધવાનું માથું મોટું, કુલટાનું લાંબુ, શુભાગીનું નાનું રોગીનીનું મોટું અને નસોવાળું હોય છે.

### મસ્તક લક્ષણ.

ઉંચા મસ્તકની પુત્રવતી, મોટા માથાવાળી કન્યાને જન્મ આપે, લાંબા મસ્તકવાળી સુખી નાના મસ્તકવાળી વિધવા બને.

### કેશ લક્ષણ.

લાંબા કાળા, ચિકણાં, ચળકતા અને કોમળ વાળવાળી સુહાગીની આગળથી વળેલા વાળ પુત્રવતીના હોય છે. નાની અને મોટી આંખોવાળી વિધવા, સોનેરી રંગના વાળવાળીનું મૃત્યુ તરૂણાવસ્થામાં થાય.

### કુલટા સ્ત્રીનાં લક્ષણ.

(૧) જે સ્ત્રી હંમેશ ઉદાસ રહે ક્રોધ યુક્ત કડવું બોલનારી, અને રીસમાં હઠમાં પુરી હોય તે નાગણી છે.

(૨) પોતાના સ્વાર્થ માટે સ્વામી કે પુત્રને મારી નાખે તે રાક્ષણી છે. એવી સ્ત્રી વાત કરતાં કરતાં જીભ બહાર કાઢે છે.

(૩) પોતાના સ્વાર્થ માટે હસીને વાતો કરે તે પોપટના જેવી આંખવાળી.

(૪) જે બે ચાર સંતાન થયાં પણ સંતાનની ઇચ્છા કરે તે કુતરી.

(૫) જે સ્ત્રી પોતાના સ્વાર્થ માટે મનુષ્ય વધ કરે તે ડાકણી.

(૬) ખોટી ખોટી વાતો કરનારી વિના કામે હસનારી તે વ્યભિચારીણી હોય છે.

---

# અન્ય દેશની સ્ત્રીઓની ઓળખાણ.

બંગાળી:—

રંગ કાળો, કદે લાંબી, પાન વિશેષ ખાનારી, સફેદ રંગની સાડી યા ધોતલી પહેરનારી.

પંજાબી:—

રંગે ગોરી શરીર પાતળું, લાંબુ, નાક ઉપસેલું, પગમાં કોઇ પણ જાતનું ઘરેણું નહિ પહેરનારી માત્ર આંગળીએ વીંટી અને નાકે નથલી કે ચુની સફેદ કે લાલ બહુ મોટી પહેરે છે.

દ્રાવણી:—

રંગ મધ્યમ, કદે નાની, કોઈ કોઈ કાળા રંગની અને કોઈ સફેદ રંગની પણ થાય છે. સાડી ઘણી મોટી પહેરે છે. પણ માથે છેડો નાખતી નથી. ઘરેણું કોઈ જાતનું પહેરતી નથી. છતાં વાળના જુથમાં મોતી પહેરવાનો રિવાજ છે. સૌભાગ્યવંતી સરસ ચાંદલો કરે છે. ધોતી પુરૂષોની જેવી પહેરે છે.

## પહાડીઃ—

રંગે ગોરી, ગાલ ચપટા, નાક બેઠેલું, કદે નાની, મહેનતુ, ઘાઘરો મોટો અને જેને ઘેરાવનો દશબાર ગજનો પહેરે છે નાડાને બદલે ખુબ જાડી સુતરની દોરી દશ બાર ગજ લાંબી કમરે લપેટે છે, અને કામી વિશેષ હોય છે.

## ગુજરાતી.

રંગે ગોરી, ઘરેણાં વિશેષ ન પહેરનારી, ચાહ ખૂબ પીનારી, પરદો ન રાખનારી, કામાતુર વિશેષ, ચોકમાં વસ્ત્ર પહેરનારી અને સાબુ વધુ વાપરનારી, ણુ ચાર ત્રગજનો ઘાઘરો પહેરી ઉપર સાડી પહેરે છે.

## મારવાડી.

રંગે ગોરી, ઘરેણાં ખુબ પહેરનારી, માથા પર મોટું ફુલ મોતીનું ગુંથી પટી નાખી પહેરે છે, હાથમાં લાખ કે હાથીદાંતનો ચુડો વધારે પહેરે છે. કોઈ કોઈ કોણી સુધી ચુડો પહેરે છે, ઘાઘરો એસી ગજનો, અત્રે ગોટાશી શણઘારેલો અને ઉપર ઓઢણું સાડાચાર ગજનું ઓઢે છે, તેના પર ગોટાની કિનારી હોય છે. રસ્તે ચાલતાં ઘુંઘટો કાઢી, એક આંખથી જુએ છે.

## માળવી.

રંગે સુંદર. ઘરેણાં પહેરતી નથી. વિશેષ કામાંધ, સત્યવાદી, સ્નેહી, સાડી પહેરે છે.

## ઉડિયા (ઓરિસ્સા)

રંગે કાળી, કદે નાની, માથાના વાળ ઉઘાડા, નિર્દયી અને કઠોર સ્વભાવની હોય છે.

## આસામી.

નિર્લજ, વ્યભિચારીણી, શ્યામવર્ણી, માથાપર લાલ ચાં-
દલો કરે છે.

## કાબુલી.

રંગ સફેદ, શરીર લાંબુ અને જાડું, સ્તન મોટા પેટ પર લટકતા, કાબુલથી આગળ અફગાનીસ્તાનની સ્ત્રી ઘણી સફેદ પરંતુ માથાથી પગ સુધી બુરખો રાખે છે. અફગાનિસ્તાનથી આગલ બલુચિસ્તાન છે. ત્યાંની સ્ત્રી પુરૂષાર્થી ઘરેણા પહેરતી નથી. પગમાં છુંદણાં છુંદાવે છે ઈસ્લાંમી ધર્મને માને છે. મારવાડી જેવા ઘાઘરા પહેરે છે, માથું અર્ધા ગંજ નીલા કપડાથી બાંધી લે છે.

## તુર્કી સ્ત્રીની ઓળખાણ.

અધિક સુંદર અને છાંયડો પસંદ કરે છે. પોતાના ધર્મને વળગી રહેનારી છે.

## અંગ્રેજ.

સફેદ, વાળ સોનેરી, કોઇ ઘડીઆળ બાંધે છે. માથા પર ટોપી, ગરમ કપડાં પહેરનારી, દરેક ઋતુમાં છતરી વાપરનારી હોય છે, સ્તન આ દેશની સ્ત્રીઓ જેવા નહિ; રાત્રી નાગી સુએ છે.

## જર્મન.

અંગ્રેજના જેવી, આંખો કાંજરી, ઘણી ઉદ્યોગી હોય છે.

## જાપાની.

કદે નાની, પાયજામા ને પહેરે છે. નાક બેઠેલું, ગાલ ચપટા હોય છે.

## ફ્રેંચ.

ખુબસુરત, કોમળ મિજાજ, અધિકાંશ વ્યભિચારીણી, અંગ્રેજની પેઠે સાદા પગમાં બૂટ પહેરે છે.

## ચીના સ્ત્રીની ઓળખ.

જાપાનીતે મળતી, પગ ઘણાં નાના અંગ્રેજી સ્ત્રીની માફક ટોપી પહેરે છે. કામવાળી થોડી હોય છે.

## જાવા.

પ્રહેરનું ઓઢવું તુર્કીને મળતું, નિર્દયા, અધિકાંશ વ્યભિચારણી. જેને લીધે ઘણાં પુરૂષોની જીવની હાનિ થાય છે. મેલી ઘણી રહે છે.

## સ્ત્રીઓનું આયુષ્યનું વર્ણન.

સ્ત્રી આયુષ્ય છ વર્ગમાં વહેંચાય છેઃ—

(૧) કન્યા—જન્મથી સાત વર્ષ સુધી.

(૨) ગૌરી, આઠ વર્ષથી તેર વર્ષ સુધી—આ વયમાં ચતુર, સુઘડ અને સુંદર રમત ઇચ્છે છે, અને કોઇ કોઇ વખત શ્રંગાર રસ લે છે.

(૩) બાલા ચૌદ વર્ષથી વીસ વરસ સુધી, શ્રંગાર કરે છે, પાન ચાવે છે આ અવસ્થામાં પ્રીતિ, રતિની ઇચ્છા થાય છે.

(૪) તરૂણી—એકવીસથી ત્રીસ વર્ષ સુધી આભુષણ ધારણ કરી કામવતી બનીને પતિ સાથે રમણ કરી સંતાન પ્રાપ્ત કરે છે.

(૫) પ્રૌઢા—એકત્રીસ વર્ષથી ચાલીસ વર્ષ સુધી, આ અવસ્થા પ્રેમી હોય છે. અને સહવાસમાં વધુ પ્રેમ ધરાવે છે.

(૬) વૃદ્ધા એકતાળીસથી પચાસ વર્ષ સુધી. આ અવસ્થામાં રતિ ઇચ્છા ઓછી થાય છે. બાદ રજ પૂર્ણ થાય છે. પછી જીંદગી પર્યંત કામેચ્છા થતી નથી.

## નારીની પ્રકૃતિનાં લક્ષણ.

પુરૂષથી બમણી ભૂખ, હઠીલી, કામ પુરૂષથી આઠ ગણો શરમ દશ ગણી હોય છે.

## સ્ત્રીનાં ગુણાવગુણ લક્ષણ.

ત્રણ ગુણ તો સામાન્ય દરેક સ્ત્રીમાં હોય છે. (૧) પુત્ર પેદા કરવો, (૨) ગીત ગાવું (૩) સતી હોવું. બાકી તમામ અવગુણ હોય છે. શ્યામવર્ણી સ્ત્રી વ્યભિચારીણી, રોગી, ઋણી, મિથ્યાવાદી, મૂર્ખ શ્વેતવર્ણી-હઠીલી, ક્રોધી, અહંકારી કહેવાય છે,

## નારીના બે અવગુણનું વર્ણન.

પતિ પાસે હોવા છતાં દિવો છતાં બીકથી ઘરમાં એકલી જતી નથી અને જ્યારે પર પુરૂષ સાથે પ્રીતિ થાય છે તો પછી તો અંધારી રાતે પણ નિડર બની ગમે ત્યાં ચાલી જાય છે. (૨) સાસરામાં રહેતાં શરમની મારી લજ્જાથી કોઇને એક શબ્દ પણ કહેતી નથી પણ લગ્ન વગેરે ઉત્સવોમાં નિર્લજ્જ પણ મોટેથી અપશબ્દ બોલતાં અચકાતી નથી.

## સ્ત્રી સોળ શ્રૃંગાર.

(૧) તેલનું મર્દન (૨) સ્નાન, (૩) સુંદર વસ્ત્રો સજવાં (૪) પતો રંગ કરે છે. (૫) વાળ સાફ ને ઠીક રાખવા [૬] સિંદુર લગાડવું (૭) મહેંદી લગાડવી (૮) અત્તર લગાડવું (૯) આભુષણ સજવાં (૧૦) પુષ્પ ધારણ કરવા (૧૧)

પાન ખાવું (૧૨) હોઠ રંગવા (૧૩) મેશ આંજવી (૧૪) મીસી કરશી (૧૫) તેલ ચોળવું (૧૬) છુંદણાં છુંદાવવાં.

સ્ત્રી આભુષણનું વર્ણન.

(૧) ઝાંઝર (૨) કંકણુ [૩] હાર (૪) ચૂડી–બંગડી (૫) વીંટી (૬) માછલી (૭) બાજુ બંધ (૮) કંડી (૯) નથની (૧૧) ચાંદલો (૧૨) માથાપર ફુલ.

સ્ત્રીના નાંશનાં કારણ.

[૧] કૂલટા અને દૂત્તીનો સંગ કરવો (૨) પિયેરમાં વિશેષ રહેવું [૩) તરૂણાવસ્થામાં પતિ વિયોગ (૪) અયોગ્ય પતિનું મળવું [૫] આભુષણ વસ્ત્ર, ભોજન, સુંદર રીતી ન મળવી.

દુતિ સ્ત્રીઓનાં નામ.

(૧) ભિખારૂ (૨) સન્યાસિની [૩) દાસી [૪] ધાવ (૫) ધોબણ, (૬) હજામડી (૭) માલણ (૮) દુરાચારી.

પદ્મિની, ચિત્રની, હસ્તીની, શંખીનીમાં તફાવત.

પદ્મિની હસતી હસતી વાત નથી કરતી, ચિત્રની કરે છે. ચિત્રનીની કેડ પાતળી અને હસ્તિનીની મોટી હોય છે. શંખીનીને પ્રજા થાય હસ્તિનીને નથી થતી.

સ્ત્રી ગાત્રના ગંધની ઓળખ.

પદ્મિનીની ગંધ પદ્મ પુષ્પ જેવી ગંધ આવે છે.
ચિત્રનીની ગંધ માછલી જેવી આવે છે !
શંખિનીનીની ગંધ ક્ષાર જેવી આવે છે !
અને હસ્તિની ગંધ દારૂ જેવી આવે છે !

સહવાસ વર્ણન.

પ્રાચિન શાસ્ત્રાનુસાર પુરૂષ વય ૨૫ અને સ્ત્રીનું ૧૬ વર્ષનું

થાય છે ત્યારે સર્વ અંગ પરીપૂર્ણ થાય છે, ત્યારે જ સ્ત્રી પુરૂષની ગણતરીમાં આવે છે. તે પહેલાં સ્ત્રીની કન્યાવસ્થા કહેવાય છે અને પુરૂષની બ્રહ્મચર્યાવસ્થા કહેવાય છે સ્ત્રીની ૧૬ વર્ષની વય થતાં સ્ત્રી અંગના ચિન્હ સ્તન, અને રજ વધે છે; જે પુરૂષ શરીર કરતાં વિશેષ છે.

### વિવાહ યોગ્ય અવસ્થા

કન્યા ૧૬ વર્ષની અને છોકરો ૨૫ વર્ષનો થાય ત્યારે લગ્નને લાયક ગણાયાં છે. તે પહેલાં લગ્ન કરવા ઘટિત નથી. કેમકે સર્વાંગતે પૂર્ણ હોતાં નથી, અને લોહી કાચુ રહે છે.

### બાળવયમાં લગ્ન કરવાના દોષ

(૧) બાળપણમાં સંસારિક જ્ઞાન નથી હોતું [૨] રજ અને વિર્ય નિર્બળ હોય છે (૩) સંયોગ કરવા જેવી અવસ્થાને ગણાતી નથી અને જો કરે તો ગર્ભ રહી શકતો નથી. બાદ મોટી વયમાં સંતાન સબંધી નિરાશા ઉદ્દભવે છે. અને સ્ત્રીઓ વાંઝણી કહી કહી વ્યભિચારીણી બનાવી દેશે. (૪) જો નાની અવસ્થામાં ગર્ભ રહેશે તો તે સંતાન રોગી અને અલ્પ આયુવાળું થશે. (૫) દુર્બળનાં દુર્બળ સંતાન આ પ્રમાણે થયાજ કરશે તો એક વખતે સર્વ કુળનો નાશ થશે.

### સહવાસ લક્ષણ

લગ્ન વીધી જો સંયોગ અને ગૃહસ્થાશ્રમનું ચિન્હ છે એનો પરજ સૃષ્ટિક્રમ અને સંસારિક ભાર રહેલો છે.

### અયોગ્ય સ્ત્રી.

કડવા બોલી, તિરસ્કાર વાળી, શરીર સુકું, નિર્લજ, માપ

વિનાનું ખાવું, જીભ કાળી, છુટા છુટા દાત અને છાતી, પીઠ, જાડી, પગ લાંબા, મુછોવાળી અથવા શરીરપર વધારે વાળવાળી, પગની કનિષ્ટ આંગળ પૃથ્વીને અડકે નહિ, નાક ચપટું, કમર મોટી, ગૃહસ્થની સ્ત્રી હોવા છતાં વ્યભિચારીણી અથવા વેશ્યાઓ જેવો વ્યવહાર રાખે.

## લગ્ન માટે અયોગ્ય કન્યા

(૧) આંખો વાંદરાના જેવી નાની, વાળ કપિલ વર્ણી, બોલી કાલી, કાગળ જેવી; એડી મોટી, વગર કામે વાતો કરનારી, રોગી, વંધ્યા; ચાલતા કાંપે તેવી કઠણ પગ વાળી, સ્તન મોટા, હોઠ મોટા, કડવા બોલ ક્રોધી દાંત કાળા અને ઉંચા અને ભયંકર ચહેરા વાળી,

## સંયોગ લાયક નહિ તેવી સ્ત્રીઓ

ભાભી, પુત્ર વધુ, બહેન, વૃદ્ધ,રોગી, દુષ્મનની સ્ત્રી. મિત્રવધુ. ગુરૂ પત્ની; હલકી જાત વેશ્યા, ગર્ભણી, ઋતુવ.ળી, પરનારી ભાણેજ પત્ની વગેરે.

## સંયોગ સ્થાન

એકાંત, સુંદર ચિત્રોથી વિભુષિત કરેલું, જેમાં શુદ્ધ વાયુનો આ સજા હોય.

## શંયોગ લાયક નહિ તેવું સ્થાન

બ્રાહ્મણનું ઘર, દેવનું ઘર નદિ કિનારો, તિર્થસ્થાન, દુધ ભૂત્વાની જગા, રસોડું, ગૌશાળા, પરઘર, વન, સ્મશાન ભૂમિ.

## સંયોગ શૈયા અને રમણ

સુંદર, કોમળ પુષ્પોથી સજેલી, પથારીનું માથું પૂર્વ તરફ રહે તેવી બનાવી રજોધર્મથી નિવૃત બની સ્નાન કરી, મનો-

હર વસ્ત્રો પહેરી, સુંદર રીતે સ્નાન જમણા નાકથી સ્વાસ ચાલતો હોય, જમણો પગ જમણા સ્વરથી ચાલતો રાખી શય્યા પર પગ મૂકવો અને સ્ત્રી ડાબો પગ પ્રથમ શય્યા પર મૂકી પાસાથી સૂઇને રમણ કરે,

## સંયોગ સમયનું વર્ણન

રાત્રીના ગ્રીષ્મ ઋતુમાં બે વાગ્યા પછી દિવસે અગીઆર વાગ્યા પછી થંડા ઘરમાં, કેવળ એકજ વખત, શરદ ઋતુમાં રાત્રીના દશ વાગ્યા પછી; વર્ષા ઋતુમાં ઘનઘોર અંધકાર છવાયો હોય વાદળાં ગર્જતાં હોય; ધીમે ધીમે વરસાદ ટપકતો હોય તે વખતે સંયોગથી નિવૃત રહેવું. અને થોડો વખત પુરૂષ અને સ્ત્રીને શાંત ચિત્તે પડી રહેવુ જેથી શ્વાસનું ચાલવું. યોગ્યતા પ્રમાણે બ . બાદ પૌષ્ટિક પદાર્થ થંડુ દૂધ અને મીઠું પાણી પીવું જોઈએ.

## સંયોગ લાયક સ્ત્રીની ઉમ્મર

કન્યા સાથે સંભોગ કરવાથી ધર્મ નષ્ટ થાય ગૌરી સાથેનો સંભોગ મન મલિન થશે. બાલા સાથેનો સંભોગ આનંદ પ્રાપ્ત કરાવશે. તરૂણી સાથેનો સંભોગ બલવૃદ્ધિ; પ્રોઢાસાથેનો સંભોગ બલહીન, વૃદ્ધા સાથેનો સંભોગ આયુક્ષીણ કરાવશે. બાલા સાથે સંભોગ વખતે સુગંધિત અત્તર લગાડવું. પાન ખાવું જોઈએ ! તરૂણી સાથે મિષ્ટાન્ન ખાઇને, પ્રોઢા સાથે બાજીકરણ ઔષધ ખાઈને અને વૃદ્ધા સાથે તો સંભોગ કરવોજ નહિ. કેટલે સમયે વિર્યપાત થતાં સ્ત્રી પુરૂષ બન્ને એ એકમેકમાં મળીને ગર્ભ ધારણ થાય તેવા હેતમાં રહેવું જોઇએ.

## અયોગ્ય સંયોગનું ફળઃ—

જે સ્ત્રી રતિની રૂચિ ન હોય અથવા પુરૂષ મન મલિન

હોય તો સંભોગ કરવો નહિ. કેમકે એમાં સમય નકામો જાય છે કે જેમ રોગી પુરૂષને ઔષધ વગર વિચારે આપવાથી નુકશાન થાય છે તેમ વિના ઇચ્છાએ સંભોગ કરવાથી હાનો થાય છે.

## સંયોગવિધિ રાત્રી વર્ણન.

રાત્રીના પહેલાં બીજા અને ત્રીજા પ્રહરમા સંભોગ ન કરવો જો કરશો તો સંતાન અલ્પાયુ, દરિદ્રી અને દાસ ઉત્પન્ન થશે જેથી રાત્રીના ચોથા પ્રહરે સંભોગ કરવો.

## સંયોગ કયારે કયારે ન કરવો.

વાંકા સૂઈને. ઉભા રહીને, અનિયમિત રીતે ડાબા કે જમણા સૂઈને, બેસીને વગેરે.

## રજ વર્ણન.

સ્ત્રીઓને બાર વર્ષ થતાં રજનો પ્રારંભ થાય છે અને પચાસ વર્ષ સુધી દરેક મહીને કુદરતી રીતેજ નિયમીત સ્ત્રીઓની યોની મારફત ત્રણ દીવસ સુધી નીકળે છે અને ૧૬ દીવસ સુધી ગર્ભાશયનું મો ખુલ્લું રહે છે. તેને ઋતુ સમય કહે છે. સ્ત્રી એ દિવસોમાં ગર્ભ ધારણ કરે છે. પરંતુ પહેલાથી ત્રણ દિવસે સ્ત્રી અનુક્રમે ચાંડાળ, બ્રહ્મઘાતિ અને પતિત હોય છે. એ દિવસોએ તો કદાપિ સંભોગ કરવો નહિ. એ દિવસોએ સંભોગ કરવામાં આવશે તો વિર્ય ગર્ભાશયમાં રહેશે નહિ.

## શુદ્ધ રજની ઓળખ.

જસવંતીના ફુલ જેવું અથવા પાકેલાં ગલોડાના રંગ જેવું રજ શુદ્ધ ગણાય છે.

### દુષિત રજ વીર્યનું લક્ષણ—

સ્ત્રી સંભોગ વખતે શરીરમાં બળતરા, કંપારી, ઉલટી, નાસી અંગ ફરકવું, શરીરમાં દુર્ગંધ દાંતોમા મેળ, અજીર્ણ, એવી સ્થિતિ હોય તો જાણવું કે રજ, વિર્ય બન્નેમાં દોષ છે.

### ઋતુ કાળમાં સ્ત્રીનું કર્તવ્ય—

પૃથ્વીપર સૂવું. પતરાળ જેવા ભાણામાં જમવું, સ્નાન ન કરવું, તેલ, મેશ ન લગાવવી, સંભોગથી બચવું.

### રજોદર્શન વખતે સંભોગનો દોષ—

સંતાન અલ્પાયુ, રોગી, લુલાં, લંગડા, કાણું, આંધળાં, બહેરાં અને દરિદ્રી બનશે.

### ગર્ભનું વર્ણન—કોખ સ્વરૂપ

સ્ત્રી ગભાંશયનું ઉદરના અંદરનું સ્વરૂપ ડાબો ભાગ માછલી આકારનો તેને ત્રણ ચક્ર હોય છે. જેની સમીર્ણ, ચાંદ્રસી અને ગૌરી કહે છે. એ ચક્રોદ્વારા વીર્ય ગર્ભાશયમાં પહોંચે છે. જેવડે સંતાન પેદા થાય છે.

### ચક્ર સ્વરૂપ વર્ણન.

સમીરણ ચક્ર ઢાંકણુ જેવું, ચંદ્રમસીનો મેળાપ, સ્ત્રીયોની સાથે હોય છે ગૌરી બન્ને ચક્રનું રક્ષક અને મૂત્રને પોતાના તરફથી વાળે છે. અને સંભોગ સમયે વીર્યને ખેંચે છે. એનો આકાર ભોટવાના જેવો અને ચંદ્રમસી નો પાન આકારનો ભોગ વખતે દરેક ચક્ર પોત પોતાનું કામ કરે છે.

### ગર્ભ પરિક્ષા

જે સ્ત્રીનું શરીર સ્થુળ અને ચિકણું સ્તનની ઉપલો ભાગ

શ્યામ બને પેટનો ડાબો ભાગ મોટો થાય. જમતાં જમતાં ઉલકાં આવે, આળસ થાય. રજોદર્શન ન થાય, બંધ થાય.

## પુત્ર પુત્રીની પરીક્ષા.

સ્ત્રીનું પેટ ડાબી તરફ વધેલું હોય તો પુત્ર અને જો આખું પેટ વધેલું હોય તો પુત્રી, ડાબા સ્તનમાં પહેલું દુધ આવે તો પુત્ર જમણામાં આવે તો પુત્રી જો ગર્ભવતી સ્ત્રીના હૃદય ૧ મિનિટમાં ૧૪૪ ધબકારા થાય તો પુત્રી અને ૧૨૪ ધબકારા થાય તો પુત્ર થશે, પરંતુ આ પરિક્ષા પ્રસવ સમયથી બે દિન પહેલાં થાય છે.

## પુરૂષ સમાગમ વગર ગર્ભ રહેવાનાં કારણ

ઋતુ કાળ પછી જો પુરૂષ વીર્ય ગર્ભાશયમાં પહોંચાડી શકાય. અથવા બે કામાંધ સ્ત્રીઓ માંહેમાંહે સંભોગ કરે અથવા કામવાળી સ્ત્રી રજોદર્શનથી નિવરૃત બની સ્વપનમાં પુરૂષ સંભોગ કરે અને પછી સમજે કે પુરૂષ વીર્ય ગર્ભાશયમાં પડી ગયું છે; તો ગભ રહી જશે? પરંતુ ચરકરૂપી છેલી; એ બાબતમાં શંકા કરે છે.

## મન ઇચ્છિત સંતાન પેદા કરવાની રીત

રજોસ્નાન પછી ૪,૬,૮,૧૦,૧૨, ૧૪ દિવસની રાત્રીએ સંભોગ કરે તે પુત્ર અને ૫, ૭, ૯, ૧૧, ૧૩ ની રાત્રીઓમાં સંભોગ કરે તો પુત્રી એટલે રજોદર્શનની બેકી રાત્રીએ પુત્ર, એકીએ પુત્રી પેદા થાય. કેમકે બેકી રાત્રીએ પુરૂષ વીર્ય બળવાન હોય છે. અને એકીમાં સ્ત્રી રજ બળવાન હોય છે. વીર્ય અને રજ સમાન હોય તો સંતાન નપુંસક ઉત્પન્ન થાય.

## ગર્ભ સમયનું ફળ.

દિવસે ગર્ભ રહે તો સંતાન વ્યભિચારી, કાળનીં સંધીમાં રહે તો આંધળાં, રાત્રે ૮ વાગે રહે તો દુઃખી, ૯ વાગે દરિદ્રી, ૧૦ વાગે સ્વરૂપવાન, ૧૧ વાગે ધનવાન, ૧૨ વાગે બળવાન, ૧ વાગે ભ્રાતૃ પ્રેમી, ૨ વાગે માતાનું મૃત્યુ થાય, ૩ વાગે કલંકી, અને ચાર વાગે રહે તો પિતાનું મૃત્યુ ચાહે છે.

## ગર્ભિણીનું કર્તવ્ય

ગર્ભ ધારણ વખતથી માંડીને પ્રસવ કાળ સુધી અથવા ઋતુ સ્નાનને દિવસે સ્ત્રી જેવી આકૃતિ, પ્રકૃતિ, રાખશે અને મનુષ્ય દર્શન કરશે તેવાંજ સંતાન પેદા થશે. એટલા માટે સ્ત્રીઓનું પ્રથમ કર્તવ્ય છે કે ઋતુ સ્નાન દિવસે પોતાનો ચહેરો દર્પણમાં અથવા પોતાના પતિનું મોં જુએ, જો વીર સંતાન ઇચ્છો તો વીર, સ્વરૂપવાન, ધર્માત્માનાં ચિત્રનાં દર્શન કરે, અને તેવા ભાવ સ્ત્રીઓ પોતાના ચિત્તમાં રાખે.

## પુત્ર ઉત્પન્ન કરવાની રીતિ.

રોગ રહિત, શુદ્ધ વીર્યવાળો માણસ ઉત્તમોતમ વસ્તુનું મિલન કરી શાસ્ત્રાનુસાર રાત્રીના ચોથા ભાગમાં સંભોગ કરે, અને વીર્યપાત થયા બાદ થોડો વખત સ્ત્રી ઉપર પડી રહે અને જ્યારે પૃથ્વી તત્ત્વ વર્તમાન થાય ત્યારે જુદો પડે તો અવશ્ય પુત્ર થાય.

## ગર્ભ ન રહેવાનાં કારણ.

અધિકાધિક સંભોગ કરવો, જન્મા બાદ તરત સંભોગ કરવો

વાજીકરણ, દવાઓ ખાવી, સ્ત્રી રજનું જલદ હોવું, ઉભા ઉભા ભોગ કરવો, બેહોશ બની સ્ત્રીથી જુદા થવું.

### ગર્ભવતીએ ત્યાગ કરવાનાં કાર્ય

ગરમ પદાર્થો ખાવા, મન મેલું રાખવું, વધારે ચાલવું, મહેનત કરવી બોજા ઉપાડવા, પાણી કાઢવું એ સર્વ હાનિકર્તા છે.

### અનિયમિત ઋતુ આવવાથી નુકશાન.

કોઇ કોઈ સ્ત્રીને રજસ્વળાપણું નિયમિત ન રહેતાં ૫-૭-૧૨-૧૫-૨૧ દિવસ સુધી ચાલુ રહે છે. કોઈ કોઈ તો માસમાં બે ત્રણ ચાર વખત રજસ્વળા થાય છે. જેને લીધે ગર્ભાશય ગર્ભ ધારણ કરવા લાયક નથી રહેતું. જો તેનો ઉપાય ન કરવામાં આવે તો પ્રદર રોગ થઈ જાય છે. અને હંમેશ માટે સંતતિની નિરાસા થાય છે; અથવા સ્ત્રી દુર્બળ બની મૃત્યુને શરણ થાય છે.

### સ્ત્રી પુરૂષનું સજોડું.

શશક પુરૂષ પદ્મિની સાથે, મૃગ પુરૂષ ચિત્રની સાથે, અશ્વ પુરૂષ હસ્તિની સાથે અને વૃષભ પુરૂષ શંખિની સાથે લગ્ન કરે તો સજોડું મળે છે, આ જોડાં પુરા સુખદકારક નીવડે છે.

### સ્ત્રીનું સંતાન થવાનું આયુષ્ય.

જો શશ પુરૂષનો યોગ શંખિની સાથે થાય તો ૨૮ વર્ષની ઉમરે સંતાન થાય. પદ્મિની સાથે યોગ થાય તો ૨૦ વર્ષની ઉમરે; ચિત્રની સાથે થાય તો ૩૫ વર્ષની ઉમરે અને હસ્તિની સાથે યોગ થાય તો વૃદ્ધાવસ્થામાં સંતાન થાય.

જો મૃગ પુરૂષનો યોગ પદ્મિની સાથે થાય તો ૨૫ વર્ષે, ચિત્રની સાથે ૨૨ વર્ષે, હસ્તિની સાથે ૩૦ વર્ષે. શંખની સાથે ૪૮ વર્ષની ઉમરે સંતાન થાય.

જો અશ્વનો પદ્મિની સાથે યોગ થાય તો ૨૫ વર્ષની ઉમરે સંતતિ થાય; ચિત્રની સાથે ગર્ભપાત થઇ જાય, હસ્તિની સાથે ૨૦ વર્ષની ઉમરે અને શંખિની સાથે ૪૮ વર્ષની ઉમરે સંતાન થાય

વૃષભનો પદ્મિની સાથે યોગ થાય તો ગર્ભપાત ચિત્રની સાથે ૧૫ વર્ષની ઉમરે હસ્તિની સાથે ૪૫ વર્ષની ઉમરે અનેશંખિની સાથે ૨૩ વર્ષની ઉમરે સંતાન પ્રાપ્તિ થાય.

યોગ્યા યોગ્ય સન્તાન ફળ.

યોગ્યાયોગ્ય સન્તાન ફળ.

| પુરૂષ | સ્રી | પુત્ર | પુત્રી |
|---|---|---|---|
| શશ, | પદ્મિની, | સુશીલ ધર્માત્મા, | પતિવૃતા, ધર્મી, |
| મૃગ, | ચિત્રાની, | ધનવાન, | રૂપવતી, |
| અશ્વ, | હસ્તિની, | મહાન યોધ્ધો, | વ્યભિચારીણી, |
| વૃષભ, | શંખિની | બળવાન, | ડાકણ, વ્યભિચારીણી, |
| શશ, | શંખિની, | ધર્માત્મા, | દીર્ઘાયુ, |
| મૃગ, | હસ્તિની, | પશુ તુલ્ય, | પતિ ઘાતકી, |
| અશ્વ, | ચિત્રાની, | અલ્પાયુ, | કાણી શ્વેત વર્ણી, |
| વૃષભ, | પદ્મિની, | દુરાચારી | કુળકલંકિની, |
| શશ, | હસ્તિની, | દુર્બળ, | રૂપવતી, |
| મૃગ, | શંખિની, | દયાવાન, | ગુણુજ્ઞ, |
| અશ્વ, | પદ્મિની, | નપુંસક, | ધર્માત્મા, |
| વૃષભ, | ચિત્રાણી, | અકાળ મૃત્યુ, | ગર્ભમાં મૃત્યુ, |
| શશ, | ચિત્રાણી, | અલ્પાયુ, | વૃદ્ધ પતિ મળે, |
| મૃગ, | પદ્મિની, | દુઃખી, | ધનવાન |
| અશ્વ, | શંખિની, | આંધળો, | ગૂંગી, |
| વૃષભ, | હસ્તિની, | યોધ્ધો, | વ્યભિચારીણી, |

# જ્યોતિષ પ્રકરણ ૩ જું.

## પ્રથમ રજસ્વળા થવાના ગુણ દોષ.

રવિવારે રજસ્વળા થાય તો વિધવા, સોમવારે પતિવ્રતા મંગળવાર વેશ્યા, બુદ્ધ સૌભાગ્યવતી, ગુરૂવાર બુદ્ધિશાળી, શુક્રવાર પુત્રવાળી. શનિવારે થાય તો વાંઝણી રહે સમજવી.

અમાસે દુર્બળ, પડવે અલ્પાયું, બીજે શકિતહિન, ત્રીજે નિષ્ફળ ચોથે વાંઝણી. પાંચમે અલ્પાયુ. છઠે કન્યા સાતમે નપુંસક આઠમે વાંઝણી નોમે દયાવાન, દશમે રાક્ષસણી અગીઆરશે ડાકણ, બારશે યોગિની તેરશે પતિવ્રતા, ચૌદશે સાપણી અને પુર્ણિમાએ થાય તો દેવકન્યા સમજવી.

## સંભોગ કરવા યોગ્ય તિથિ, દિન નિષેધ.

અમાસ, પાંડવો, સાતમ, આઠમ, એકાદશી પુર્ણિમાં શ્રદ્ધા તિથિ, યાત્રાતિથિ; રવિવાર. શનીવાર.

## ગર્ભમાં પુત્ર. પુત્રીની ઓળખાણ.

ગભવતી સ્ત્રીના નામના અક્ષર મેળવી યેમાં કૃષ્ણ પક્ષની જેટલી તિ.થ થઈ ગઇ હોય તે મેળવવી; યોગફળમાં સાત વધારી ત્રણે ભાગવું. એક વધે તો પુત્ર બે વધે તો પુત્રી; અને શેષ ન વધે તો નુપુસક અથવા ગર્ભપાત થઇ જાય

## શુકલ પક્ષમાં કામનું નિવાસ સ્થાન.

પડવે ડાબા પગનાં અંગુઠામાં બીજે પગમાં, ત્રીજે પિંડલીમાં જાંગમાં, પાચમે પેટમા, છઠે કેડમાં, સાતમે નાભિમાં આઠમે હૃદયમાં નોમે સ્તનમાં, દશમે કંઠમાં આગીઆરશે હોઠમાં બારશે ગાલ પર તેરસે કાનની બુટીમાં ચૌદશે કપાળમાં

પુર્ણિમાએ માથામાં કામ રહે છે; એજ પ્રમાણે કૃષ્ણ પક્ષમાં ઉપરથી નીચે ઉતરી આવે છે જે દિવસે પગના અંગુઠામાં કામ વાસ હશે; તે દિવસે સ્ત્રી રજસ્વાળા થશે; કેમકે વૈદક શાસ્ત્ર અનુસાર સ્ત્રી યોનિમાથી પગના અંગુઠા સુધી હાડકાંનો સંયોગ રહેલો છે.

કઈ તિથિએ કયા પ્રકારની સ્ત્રી સાથે સંભોગ કરવા પાંચમ, ચોથ, પાંડવો અને બીજ પદ્મિની સાથે; દશમ, બારશ, છઠ, અને આઠમ ચિત્રંની સાથે તેરશ, સાતમ, અમાસ અને ત્રીજ શંખિની સાથે નોમ ચૌદશ અને અગીઆરશ હસ્તિની સાથે સંભોગ કરવો.

### સ્ત્રીઓનાં અલંકાર સમય.

શ્લોકः—रेवत्य श्विनी धनिष्ठासु हस्त दिषु च पंचसुः
शंख विद्रुप मुक्तानां परिधान प्रशस्यते.

ભાવાર્થ:—રેવતી, અશ્વની, ધનિષ્ઠા. હસ્ત ચિત્રા, શ્વાતિ, વિશાખા અને અનુરાધા એ નક્ષત્રોમાં આભૂષણુ અને વસ્ત્રો પહેરવા જોઈએ.

### ઋતુદર્શન તિથિ ફળ વર્ણન.

પડવે ઋતુમતિ થાય તો રોગી, બીજે બળહિન આયુ, ત્રીજે પુત્રહિન, ચોથે વાંઝની, પાંચમ અને છઠ કાલગ્રસ્ત, સાતમે વાંઝણી કે કાંકજણી, આઠમે સંતાન નાગિની, નોમે દરિદ્રી દશમે દુષ્ટાં અગીઆરશે કુકલંકિની, બારશે ધર્માત્મા. તેરશે આજ્ઞાકારી, ચૌદશે દુઃખચારી, અમાવાસ્યાએ સુખી, પુર્ણિમાએ ભાગ્યશાળી સંતાનને જન્મ આપશે.

## રજો દર્શન નક્ષત્ર ફળ.

ભરણી, મૃગશરા, આદ્રા, પુર્વ ફાળગુની પુર્વ ષાઢા, માં ઋતુમતિ થાય તો વિધવા; કૃતિકા, રોહિણીમાં દરિદ્રી; પુનર્વસુ, મઘા જ્યેષ્ટામાં શોક ગ્રસિત; પુષ્ય, ઉત્તરા ફાલ્ગુની, શ્રવણ, ધનિષ્ઠામાં સુખદાયક; શ્લેષામાં દીર્ઘાયુ, હસ્તમાં ઐશ્વર્યવતા, મૂળમાં ધનવાન શ્વાતિ, વિશાખા. અનુરાધા, માં સૌભાગ્યવતી, શત વિશાખામાં પુત્રવતી થશે અને તે અનુસાર ગર્ભથી સંતાન પેદા થશે.

## ઋતુ દર્શન માસ ફળ.

ચૈત્રમાં પ્રથમ ઋતુ દર્શન થાય તો વિધવા; વૈશાખમાં હાસ્ય ચરિત્ર; જ્યેષ્ઠમાં વિધવા; અષાઢમાં ઐશ્વર્યવતી; શ્રાવણમાં રોગીણી, ભાદ્રમાં દરિદ્રી, આસોમાં દુઃખી, કારતકમાં કુળ નાશિની, માગશરમાં આજ્ઞાકારી; પોષમાં વ્યભિચારિણી માહમાં પતિવૃતા, ફાગણમાં થાય તો પુત્રવાળી બને.

## પુત્ર પુત્રી નક્ષત્ર ફળ.

પુત્રીનો જન્મ મૂળ નક્ષત્રમાં થાય તો પ્રસન્નતા મળે; શ્લેષામાં સસરાનું, જ્યેષ્ઠામાં જેઠનું, વિશાખમાં દીયેરનું મૃત્યુ ચાહનારી થાય; પરંતુ વિશાખા નક્ષત્રમા પ્રથમ ત્રણ ભાગ અને શ્લેષા; મૂળનો પ્રથમ ભાગમાં જન્મે તો કોઇનું મૃત્યુ ન થાય. જો પુત્ર મૂળ નક્ષત્રના પ્રથમ ભાગમાં જન્મે તો બાપનું બીજામાં જન્મે તો માતાનું મૃત્યું થાય. ત્રીજામાં જન્મે તો ધનનો નાશ થાય. શ્લેષાના પ્રથમ ભાગમાં જન્મે તો શુભ થાય. બીજામાં ધનનો નાશ થાય, ત્રીજામાં જન્મે તો માતા અને ચોથામાં જન્મે તો પિતાનું મૃત્યુ ઈચ્છાવાળો બને.

## પ્રશ્ન ક્રિયા.

જો કોઈ માણસ આવી પ્રશ્ન પુછે કે મારા ઘરનાં કોનો જન્મ થશે. મંગળકે રવીવાર હોય તો પુત્ર, શુક્ર સોમવાર કે બુધવાર હોય તો ગર્ભપાત થાય અથવા ગર્ભવંતી મરી જાય.

### જન્મદિન ચક્ર ફળ.

સોમવારનું સંતાન જ્ઞાનવાળું, ગુણવાળું સુખવાળું; મંગળનું ક્રુર બુદ્ધિ વાળુ અને સ્વછંદી; બુધવારનું સુંદર, ઉદ્યમી, ચતુર, મીઠા બોલે; ગુરૂવારનું અત્યંત ગુણી વિદ્યવાન, ધીરજવાન; રાજ દરબારમાં પ્રતિષ્ઠા પામે તેવું; શુક્રવારનું ટાલવાળું; ચતુર, ઉજવળ કપડાં પહેરનાર; શનિવારનું ક્રોધી; દુષ્ટ સ્વભાવનું અને દુર્બળ; રવીવારનું શુરવીર શીલવંત, દાની અને સ્યામ રંગનું થશે.

### રોગીના મૃત્યુ જીવન ચક્ર ફળ.

રોગીના નામના અક્ષર અને રોગીની માતા નામના અક્ષર અને જેટલા દિવસ રોગ થયે થયા હોય તે બધાની સંખ્યા એકત્ર કરી ત્રીસે ભાગો અને જે આંકડો શેષ વધે તેને નીચે લખેલા આંકડા સાથે મેળવી જીવન કે મૃત્યુની પરિક્ષા કરી લો.

### મૃત્યુ અક્ષરના નામ.

૨, ૪, ૫, ૬, ૭, ૯, ૧૧, ૧૨, ૧૮, ૨૧, ૨૩, ૨૪, ૨૭, ૨૮, ૩૦.

### જીવન અક્ષરના નામ.

૧, ૩, ૮, ૧૦, ૧૩, ૧૪, ૧૫, ૧૬, ૧૭, ૧૯, ૨૦, ૨૨, ૨૫, ૨૬, ૨૯.

### પ્રસવ સમય દિશા ચક્ર.

ઉત્તર તરફ મોં કરીને ગર્ભવંતી સંતાનને જન્મ આપે તો સ્વરૂપવાન, ધનવાન, લજ્જાવાન, શીલવાન.

દક્ષિણ તરફ મોં કરી બેસે અને પ્રસવ પણ દક્ષિણ તરફ થાય તો કદરૂપ બ્રહ્મઘાતી, વિશ્નું ચરણ.

પૂર્વ તરફ મોં કરવાથી સંતાન દરિદ્રી, દુખી, રોગી, અને જુવાનવયમાં મૃત્યુ પામે.

પશ્ચિમ તરફ મોં હોય તો સંતાન બળવાન, ઐશ્વર્યવાન, ધર્માત્મા, પરોપકારી, સર્વ પ્રિય, કુલની વૃદ્ધિ કરનાર બને.

---

# વૈદક શાસ્ત્ર પ્રકરણ ૪ થુ.

### પ્રમેહનું ઉત્પતિ કારણ.

બહુ બેસવું, બહુ સુવું; નવા પાણીનું સેવન કરવું; બકરી; ઘેટાનું માંસ મિઠાઈ, ખાટાઈ, દહીં; સુકાં મરચાં; ગોળ અને કફ ઉત્પન્ન કરનાર વસ્તુઓ ખાવાથી; અધિક પરિશ્રમ; અધિક મૈથુન; તાપમાં અધિક વસવું; બહુ ખાવું બહુ દારૂ પીવો, કડવા રસો વધારે ખાવા, વગેરે કારણથી પ્રમેહ થાય છે.

પ્રમેહ ત્રણ પ્રકારના થાય છે. (૧) વાતજન્ય (૨) કફજન્ય (૩) પિત્તજન્ય.

### કફજન્ય પ્રમેહનાં નામ અને લક્ષણ.

૧. ઉદક—શ્વેત, ઠંડો; ગંધ રહિત પાણી જેવો; ચિકણો અને કંઇક મેલો.

૨. ઇક્ષુ—ઉખના રસ માફક મીઠો, મુત્ર વહ્યા કરે.

૩. સાન્દ્ર—થંડુ મુત્ર આવ્યા કરે.

૪. સુરા—જેના મુ માં દારૂ જેવી ગંધ આવે ઉપર સ્વચ્છ ને નીચે પીલો.

૫. પિષ્ટ—ચોખાનું ઓસામણ અને ચુનાના પાણી જેવું આવે છે, અથવા મુત્રનળીમાં પીડા થાય અને રૂંવાટાં ઉભાં થાય.

૬. સીકતા—મુત્રમાં દહીની કીરણોની પેઠે કફની ખખાર જેવો આવે.

૭. શીત—વારંવાર ઘણું ઠંડું મુત્ર આવે અને પેસાબ વખતે પીડા થાય તેને ચીનકા કહે છે.

૮. શાઃન—ધીમે ધીમે દુઃખ થઈ પેસાબ થાય કદી કદી ટપકે અથવા ધોતીયામાં ડાઘા પડે.

૯. શુક્ર—જેમાં પેસાબ સાથે વીર્ય આવે.

૧૦. અરૂણ—એમાં પેસાબ સાથે લોહી આવે છે.

### પિત્તજન્ય પ્રમેહનાં નામ અને લક્ષણ.

૧. ક્ષાર—ખાર જેવી ગંધ આવે.

૨. નિલ—નીલા રંગનું મુત્ર આવે.

૩. કૃષ્ણ—કાળી રંગનું મુત્ર આવે.

૪. હરીદ—હળદર જેવું મુત્ર આવે.

૫. માંજીષ્ટ—મજીઠના પાણી જેવો રંગ આવે.

૬. ૬ રક્ત—લોહી જેવો, ગંધ સાથે મુત્ર આવે.

### વાતજન્ય પ્રમેહના નામ અને લક્ષણ.

૧. **અસા**—શુદ્ધ માંસ જેવી ગંધ અને ધોળા રંગનું મુત્ર આવે.

૨. **મજ્જા**—અસ્થીની મજ્જા જેવો.

૩. **ક્ષૌદ્ર**—કસાણું મધ જેવો મીઠો, કોઈ કોઈ વખત ખારો.

૪. **મધુ પ્રમેહ**—કુમથ્ય કરવાથી થાય છે, અને મધ જેવું મીઠું મુત્ર આવે છે.

ઉપરોક્ત વીસ પ્રમેહ સીવાય આત્રેઈ. ૭ પ્રકારના બીજા પ્રમેહ લખે છે.

૧. **પુય પ્રમેહ**—પરૂ જેવું મુત્ર જાય.

૨. **પીંડીકા**—જેમાં વીર્યના ટપકાં જાય.

૩. **શર્કરા**—જેમાં ખાંડ જેવો રંગ અને સ્વાદ હોય-

૪. **ઘૃત**—જેનું મુત્ર ઘીના રંગ જેવું હોય.

૫. **બહુ મુત્ર**—જેમાં મુત્ર વધારે આવે.

૬. **તક્ર**—મઠા જેવી ગંધ અને એવા રંગનું મુત્ર આવે.

---

## પ્રમેહ નિદાન.

બહુ ઠંડુ અને પાતળા મુત્રનું આવવું, દાંત, તાળવું, જીભ; એમાં મેલ જામવો, હાથ પગમાં બળતરા થવી. શરીર ચીકણું, તરસ વધારે, મોંઢુ મીઠું. કફજન્ય પ્રમેહમાં ભોજનમાં અરૂચી, ઉલ્ટી અને ઉધરસ વધારે આવવી, ખોરાક ન પચવો, પીતજન્ય પ્રમેહમાં પેડું, લીગેન્દ્રીય અન્ડકોશમાં

પીડા, તાવ, બળતરા, તરસ, મુર્છા, ઝાડા અને ખારા ઓડકાર આવે; વાતજ્ય પ્રમેહમાં શરીર કંપે, હૃદયમાં પીડા, દરેક વસ્તુ ખાવાની ઇચ્છા, પેટમાં દરદ ઉંઘ ન આંવવી, શરીર પર સોજો, ખાંસી, શ્વાસ, એ બધાં લક્ષણ પેદા થાય છે, વાત, પીત અને કફ ત્રણેના વિકારવાળો રોગી અસાધ્ય છે.

### કફજ્ય પ્રમેહની દવા

નાગરમોથ, હરડનું છોડું, પઠાણી લોધર, કાયફળ, સરખા ભાગે લઈ વાટી નાખીને કવાથ બનાવવો. અને સાકર નાખી [ ૨૨ાા ] માસા દરરોજ પીધાં કરે અથવા ખસ, લોધર કાહુનું છોડું, રતવાનું મુરાડું, સરખા ભાગે લઈ વાટી મધમાં મેળવી ૨૨ાા માસા દરરોજ પીએ તો કફજ્ય પ્રમેહનો નાશ થાય.

### પીતજ્ય પ્રમેહની દવા

બાયબિડંગ, રાલ, કાહૂનું છોડું, કદમની છાલ, લોધર, વિજયસાર સમાન ભાગ લઈ કવાથ બનાવી પીવો. તો દરેક પ્રકારના પિતજ્ય પ્રમેહ દુર થાય છે.

### વાતજ્ય પ્રમેહની દવા

ધવ વૃક્ષનાં છાલ, કદમની છાલ, રાતું ચંદન, સાલરની છાલ એનો કવાથ બનાવી પીવાથી દરેક પ્રકારનો વાતજ્ય પ્રમેહ દુર થાય છે.

### પરમીઆની ઓષધી

મૂલહઠી, ઍલવો, વાંસ, ગોખરૂ, પીપળ, હરડ, રેન્ડનો કવાથ બનાવી શિલાજીત અને સાકર મેળવી દરરોજ પીએ તો પરમીઓ નષ્ટ થાય અથવા એલુઆ નાની પીપળ, શિલાજીત

બરાબર ભાગે લઈ વાટીને પાંચ પાંચ તોલાની પડીકી બનાવે અને સવારે ચોખાના પાણી સાથે ખાય તો પરમીઓ દુર થાય.

### ઉપદંશ (ગરમી) ની દવા.

આંઠની જડ, ગિલોય, સૂંઠ, જેઠીમધ, વડના પાન, એના કવાથથી ઘા ધોઈ નાંખે તો ચાંદી દુર થાય અથવા કરીયાતુ, સોનામુખી, સૂંઠ, કાહૂની જડ સાકર અને વલીચારી, એનો ક્વાથ બનાવી પીએ તો ચાંદી નાશ પામે.

### હર્ષ નાશક દવા

રસોત, ચીનીઆ કપુર, લીંબોડીની બીજ, એને વાટીને મસા પર લેપ અથવા બકાયનનાં ફળ સાકર સાથે ખાય અથવા કાળા સાપની કાંચલીની ધુણી આપે તો હષ નાશ પામે.

### સ્ત્રી પ્રદર રોગ ઓષધ

દારૂ હળદર, રસોત, કરીઆતુ, અડુસો, નાગરમોથ, રક્ત ચંદન, ( રોહીડો ) આકડાના ફુલ તેનો કવાથ બનાવી મધ નાંખી પીએ તો પ્રદર રોગ નષ્ટ થાય.

### વાંઝણીની દવા.

ખરેટી, ગંગરેનની છાલ, મહુડાં, વડનાં પાન, નાગ કેશર, એ બધું સમભાગે લઇને વાટી ગાયના દુધમાં પાંચ ટંક મધ મેળવીને પંદર દિન પીએ તો વાંઝણી છોકરાં જણે. અથવા સફેદ કટેરીનાં બી. રજસ્નાનના ચાર દિન પછી ત્રણ દિવસ સુધી ગાયના દુધ સાથે પીએ તો જન્મે તેવી વાંઝણી સ્ત્રીને સંતતિ થાય. એક વખત તો ગર્ભ રહેજ.

### ધાતુપુષ્ટિની દવા.

ચીનીબાબા, મૂલતાની,સૂંઠ, કાળા મરી, મોચરસ, વાય

વડીંગ, વળીચારી એ બધાં સમ ભાગે લઈ ચૂર્ણ કરી ગાયના દુધમા ઉકાળવું. જ્યારે અર્ધું રહે ત્યારે ઉતારી મધ મેળવી બબ્બે તોલાની ગોળી વાળવી ને તે એકેક દરરોજ ખાવી; અથવા લોહસાર, સૂંઠને સાકર બરાબર લઈ ખાય તો ધાતુ વૃદ્ધિ થાય.

## કામિની કિલ્લોલ વટિકા

લવીંગ, અફીણ, ભાંગ, એલચી, જાયફળ, જાવંત્રી, આ બધાંને ખૂબ વાટીને પાનના રસમાં ગોળી બાંધવી; અથવા સૂંઠી, ઈસબન, જાયફળ, જાવંત્રી, સમુદ્ર ફેણ, ભાંગ, અજમો અથવા પીપર, કંકુ, જાયફળ, ચંદન, નાગરમોથ, કાળાં મરી, કંકોલ, એ બધાં સમ ભાગે લઈ ગોળી બાધી ખાવી તો વિર્યપાત મોડો થાય ને મઝા આવે.

## લિંગેન્દ્રીય વૃદ્ધિ કરનારી દવા

ચંબેલીના પાનનો રસ નવસાર મેનસીલ એને તલના તેલમાં ખુબ ગરમ કરી ગાળીને રાખવું. અને એકવીસ દિવસ સુધી ચોપડવું અથવા અળસીયાં અક્કલકરો સફેદ કરણની જડ લવંગ ઘોડાની ખરી તજ કેશર ઓલી ઓઈલ કે બકરીના દુધમાં અથવા સુકી જળોને સોસનના તેલમાં માલીસ કરવી જોઈએ.

## દરાજની દવા.

કુટ વાયવડીંગ પુવાડના બીજ તેલ ને સિંધવ સરસીયમાં સમભાગ લઈ ખટાઈ સાથે બારીક વાટીને લેપ કરવો અથવા વરો હરડની છાલ સિંધવ પુંવાડના બી કરણની છાલ બરાબર લઈ કાંજી કે મઠામાં બારીક વાટીને લેપ કરવો.

## આધાશીશીની દવા.

આકરને કેશરને ઘીમાં સેકીને સુંઘવી. અથવા જલેબીનું ખીરૂં પીવું અથવા ઘી નળીદ્વારા લેવું.

## કમળાની દવા

બિંદાલના ફુલ શિયાળામાં વાટીને સુંઘવાં અને ઉનાળામાં પાણીમાં પલાળી સુંઘવાં.

## કામ વૃદ્ધિની દવા.

મધ છાર છબીલા ખાંડ માલકાંકણીનું તેલ એ બધાં વાટી લિંગેન્દ્રીય પર લેપ કરવો.

## સ્રી ઇન્દ્રિય સંકોચવાની દવા.

બકાંચન દાઢમ મોલસીરીને વાટીને તેની વાટ બનાવી કપડા પર લપેટે અથવા મધ કપુર માજુફળને વાટીને ચોપડે અથવા બાવળ કાળા તલ ગોખરૂ અને આમલીના બી વાટીને લગાડે અથવા દારૂનાં પુમડાં મુકે.

## વશીકરણ લેખ

અચ સંચર કુટ હળદર દારૂ હળદર મરી પાણીમાં વાટી મર્દન કરે અથવા ગોલોચન માલ કાંકણી કંકુ તેનું તલક કરે; અથવા કાગડાંની અધાર ગોદંતી તેનું તિલક કરે; અથવા લાલ આકડાની જડ મધમાં વાટીને આંખમાં આંજે અથવા લાલ ચંદન ધંતુરો વાંસની જડ તેનું તિલક કરે.

## સ્તન કઠણ કરવાની દવા.

પિપળ ગજ પિપળ અશોક એ બધાં વાટીને ભેંસના માખણ સાથે ચોપડે.

### વાળ કાળા કરવાની દવા.

ત્રિફળ નીલપત્ર લોહભસ્મ અને ભાંગરો એ બરાબર ભાગે લઈ બકરીના દુધમાં મેળવી લેપ કરવાથી સફેદ વાળ કાળા થાય.

### મસા દુર કરવાની દવા

લોધર, બચ, ધનિયાં, એ સરખા ભાગે લઈ અથવા ગોલોચન, કાળાં મરી સરખા ભાગે લઈ યા સફેદ સોબચ, લોધર, સિંધવ, સરખા ભાગે લઈ પાણીમાં મેળવી મસાપર લગાડવું.

### ગોરા અને સુંદર થવાનીરીત

હેરડનાં છોડાં, પઠાણી લોધર, લીંબડાનાં પાન, અનાર, કેરીની છાલ એ સરખા ભાગે લઈ પાણીમાં વાટીને મોઢે લગાડવું.

### ટાલની દવા

હાથીદાંતની રાખ, રસૌત, બકરીના દુધમાં વાટી લેપ કરવાથી ટાલવાળા માથાપર વાળ અવશ્ય આવશે.

### વાળ વધારવાની દવા.

છારછબીલો, કુટ, કાળાતલ, કમળકાકડી, ગૌરસ એ મધ અને દુધમાં વાટી લેપ કરે તો વાળ વધે છે.

### વાળ કાઢવાની દવા

બેરિયમ સલ્ફાઈડ, આરાંરોટ પાણીમાં મેળવી જે જગાએથી વાળ કાઢવા હોય તે જગાએ લગાડવાથી પાંચ મિનિટમાં વાળ દુર થાય છે.

## દૃષ્ટિ વધારવાની દવા

આંબળા, પીળીહરડ, બદામ, સૌંફ મુંડી, પાકી ડુંગરી, મધ છીપની રાખોડી, રેશમ, સુરમો સોના ચાંદીનો મેલ, સુરક, કેસર કાળાંમરી, મોતી વાટીને સિસાની સળી-થી લગાડવું.

## દુખતી આંખોપર લેપ

હરડની છાલ, સિંધવ, ગેરૂ, રસૌત, અફીણ, ફટકડી પા-ણીમાં મેળવી અને ગરમ કરી પાંપણે લેપ કરવો અથવા લીંબુનો રસ લોઢાના વાસણમાં નાખી જાડો થાય ત્યારે પાંપણપર લગાડવો.

## આંખોની પોટલી

પઠાણીલોધર, ફટકડી કુલાવેલી રસૌત, મુલહટી ગવાંરનો રસ એ સર્વ કપડામાં બાંધી પોટલી બનાવી આંખો-ને લગાડવી.

## આંખનું અંજન

શંખજીરૂ, હરડાં બરડાંના બીજ, મૈનસિલ, પીપળ, કુટ, ખુરાસાની, અજવાયન, બચ, બકરીના દુધમાં વાટી અંજન કરવાથી ફુલ અને રતાંધ દુર થશે.

## આંખના સર્વ રોગ નાશક દવા

રસૌત પાણીમાં મેળવી લેપ કરવો. હરડ, સુંઠ, પત્રજ એ ત્રણેને પાણીમાં વાટી, લેપ કરવો; અનારનાં પાન અથવા ચોફ અથવા સિંધવ, લોધર ને બાળીને માખણ કે ઘીમાં મેળવી લગાડવું.

## સનેપાત નાશક દવા

સરસવનાં બીજ, પીપળ કાળાંમરી, સિંધવ લસણ, મેનસિલ, બચ એ સર્વ ગાયના મુત્રમાં વાટી આંખોમાં આજે તો સનેપાત મટી જાય.

## દંત મીસ્સી

પાંચેનમક, નીલાથોથા, સુંઠ, પીંપળીમુળ, હીરાકસી માજુફળ, બાયબિડંગ, ફટકડી, કાથો, પહાડી ગોખરૂ, ઉન્નાબ ધનિયા એ સર્વને વાટીને દાંતને ઘસવા જોઇએ.

## દંત મંજન

પીપળ, સિંધવ, શહાજીરૂ, મોચરસ, હરડની છાલ બારીક વાટી દાંતો પર ઘસવું.

## દાંત મજબુત કરવાની દવા

ત્રિફળા, ત્રિકૂટા ઇદ્રજવ પાંચનોન પતંગ, ભારંગી એ સર્વેને વાટી મેળવી નિત્ય મંજન કરવાશી દાંત મજબુત થાય.

## વાતજ્ય તાવની દવા.

સુંઠ, સોફ, પિતપાપડી, પીપળ, મુનકોનો કવાથ બનાવી મધ, મેળવી પીવું.

## પિતજ્ય તાવની દવા

પીપળ, સોફ, ગિલોય, તુલસીપત્ર, કાળાંમરી, સિંધવ અને જીરૂ, સાતરિક ( સત અંમલી ) અથવા બુખારઆલુની ચટણી બનાવી ખાવી.

## કફજ્ય તાવની દવા.

કાયફળ, પીપળ, કાકડાસીંગ નાગરમોથ, પીપળીમુળ એને કવાથ કરી મધમાં મેળવી પીવો જોઇએ.

## જ્વરાંકુશ રસ

સંજુલને મારૂવેબણુના રસમાં ચૌદ વખત પટ દેવો. પીપળ ને સિંદરફ મેળવી રાઈ જેટલી ગોળી વાળવી અને એકેક ગોળી પતાસામાં ખાય તો શીતજ્વર. ને તિજોરી પણ મટે.

## ઉધરસની દવા

આકકી કૈરકી કાળાંમરી લઇને ગોળી બનાવવી, દરરોજ ખાય તો ઉદરસ મટે.

## હીચકીની દવા

દુધમાં ઘી નાખી ગરમ ગરમ પીવું, અથવા ઉર્દ અને સન ચલમમાં નાખી પીવી.

## પેટના કીડાની દવા

આયબિંડંગ, સિંધવાં, ભુનીહીંગ, પીપળ, કંપીલો સ્યાહ- નમક, બરાબર લેઈ વાટી ચૂર્ણ બનાવે અને બન્ને ટંક દરરોજ ગરમ પાંણી સાથે સેવન કરવું.

## ઉદર શુલ નાશક દવા

સૌનફળ અને કુટકી બરાબર લઈ કાંજી સાથે વાટી ડુંટી પર લેપ કરે તો ઉદરનું શૂલ નાશ પામે.

## પિત નાશક દવા

ઇસબગોલ, બીદાના કુલફા, કાસની, ખીરાં કકડીની બીજ ધનિયાં, ગોરચંદન, કપુર, તુખમડાલુ, બનફ્શાં, આલુબુખારા, નિલોફર, લીંબુ. પૌદિના અને ગિલોય, લીંબોડી અને કા- રેલાં આ પિત્તની ખરાબી દુર કરે છે.

## ચંદ્રપ્રભા ગોળી

કેચૂર, બચ, નાગરમાથ, ચિરાયતું, દેવદારૂ, હળદ, દારૂહળદ, અતીસ, પીપળીમૂળ, ચિત્રક, ધનિયા, ત્રિફળા, ચવ્ય, ગજ-

પીપળ, જવારખાર, સજીખાર, વ, કાલાનમક, સાંભર એ પાંચ ટાંક, મિશ્રી ૨ ટાંક, શુદ્ધ શિલાજીત ૪ ટાંક શુદ્ધ ગુગળ ૪ ટાંક, આ સર્વને વાટીને મેળવવાં. શુદ્ધ પારો ૧ ટાંક, અબરખ એક ટાંક, લઈને પારા અને ગંધકની ખાખ કરવી એ સર્વ દવાઓ ચાર માંસા મધ કે ઘી સાથે દરરોજ ખાય તો બમાસીર, ખાંસી, પાંડુ કોઢ, ને મુત્ર કચ્છ રોગ દૂર થાય.

## સોપારી પાક

સોપારી ૧ તોલો, મહીન વાટીને ૧ તોલો, ગાયના ઘીમાં મેળવવું બાદ પા શેર ગાયના દુધનો માવો કરી તેમાં નાગકેસર, નાગરમોથ, સફેદ ચંદન સૂંઠ, કાળીમરી, પીપર, આંબળા, જાયફળ, ધનિયા લૌંગ, ચિરૌજી, તજ, પત્રજ, ઈલાયચી, સફેદજીરૂ, શાહજીરૂ, સિંઘડો, વંશલોચન એ સવાટાંક લઈ ખોહામાં મેળવી ફરી સવા તોલા ખાંડની ચાસણીમાં નાંખી અને ગોળી બનાવીને ખાય તો પ્રમેહ, જીર્ણજવર હરસ, મંદાગ્નિ, શુક્ર દોષ, પ્રદર રોગ નાશ પામે.

## ગોખરૂ પાક

ગોખરૂ, મહીન વાટીને ગાયના ઘીમાં મેળવવું અને પછી તેથી ચાર ગણુ દુધ લઈ માવો બનાવી, તેમા એલગીરી, કાળાં મરી, જાયફળ, શોપ, ઈલાયચી, ભીમસેની કાફુર, પત્રજ, દાલચીની, હલદ, કૂટ, તાલમખાના, અફીણ વાટીને આવામાં મેળવવું. બાદ ખાંડની ચાસણીમાં નાખી દેવું તેની ગોળી વાટી એકેક ગોળી દરરોજ ખાયતો વીર્યસ્થંભન થાય. વીર્ય વધે. પ્રમેહ દૂર થાય.

## ઇંદ્રિની પાકી કુન્સીની ચિકિત્સા

કાંસાના વાસણમાં માખણને ૧૦૦ વાર થંડા પાણીથી ધોઈ લેપ કરે અથવા કદમ્બ, કાજુ, દાડમ ખેર; આંબળાં, એનાં પાનને ગરમ પાણીમાં વાટી લગાવે અથવા ત્રિફળાના પાણીથી ધુએ તો ઇંદ્રિની પાકો કુંન્સી દૂર થાય.

## નારાયણ ચુર્ણ

અજવાયન, જવનાં છોડાં, ધનિયાં. ત્રિફળા, મોટી પીપળ, કાળીજીરી, અજમોદ, પીપળી મૂળ, એ સર્વ સરખે ભાગે લઈ એને નિત્યૂણી દરેક ઔષધીથી ત્રણ ગણી, રસૌત, ઈન્દ્રાયના બમણી, થોરનું દુધ ચાર ગણું, મેળવી પટ આપે, બાદ અઢી ટાંક ગરમ પાણી સાથે ખાય તો વાયુ રોગ નાશ પામે. બેલના કાઢા સાથે ખાય તો વાયુ ગોળો, દારૂ હલ્દી સાથે ખાય તો આફરો, મઠા સાથે ખાય તો વૃદ્ધ કોઢ, ગરમ પાણી સાથે ખાય તો અજીર્ણ, ભગંદર, પાંડુ, શ્વાસ, ખાંસી, ક્ષય. સંગ્રહણી, મંદાગ્નિ અને વિષ માત્ર દુર થાય,

## અગ્નિ દિપક ચુરણ

સિંધવ; પીપળી મૂળ, પીપર, ચવ્ય, ચીતા, સુંઠ, હરડ, એ ચૂરણ બનાવી ખાય તો મંદાગ્નિ દુર થાય.

## જાલંધરની દવા

લીલા થોથા આમલ સારો ગંધક, પીપર, હરડાનાં છોડાં, એને થોરના દુધ સાથે ૫ દિન સુધી પટ આપે અને ૧ માસો દરરોજ ગરમ પાણી યા ચોખાના ઓસામણ અથવા આમલીના સરબત સાથે ખાય તો જાલંધર જાય.

## કંઠમાળની ઔષધિ

સંભાલુની જડ, પાણીમાં વાટી લેપ કરે, યા સરસવ, સુઅ-રની વિષ્ટા, કડવા તેલમાં મેળવી લેપ કરે તો કંઠમાળ જાય.

### દાઝયાપર દવા

તલનું તેલ અને ચુનો. જુનો ગોલા વાટીને લગાવે યા બકરની લીંડી અર્ધી કાપી અને અર્ધી બાળીને વાટી ટો-લાના તેલ ચોપડી ઉપર એને ચોપડે તો બળેલો ઘા મટે છે.

### સફેદ મલમ બનાવવો

રાલ. મૌમ, મુરદાંસન એને ઘી સાથે મેળવી અને કાંસાની થાળીમાં નાખી ૧૦૮ વખત પાણીથી ધોવો જોઈએ.

### ભગંદરના દવા

હળદ, આકડાનું દુધ, સિંધવ, ગુગળ, લીંબડાનાં પાન અને તેલ પાણીમાં નાંખી ઉકાળવું; પાણી બળ્યા પછી ભગંદરને લગાડવું.

### કુષ્ટના દવા

હરડનું છોડું, કણગચની જડ, સરસવ, ચોબચીની બાવચી સિંધવ, વાયબિડંગ એ બધાં ગાયના મૂત્રમાં વાટી ચોપડવું.

### કર્ણાનન્દ તેલ

કુકર ભોંગરાનો રસ, હરફારે વડીનો રસ, લસણ. સુંઠ, ખુ-રાસાની, અજમાયન, બચ, કૂટ, મરી, પીપળ, બકરીનું દુધ અને કડવું તેલ એ સર્વને ધીમે તાપે ગરમ કરી દુધ બળી ગયે ઉતારી નાખી વાડી લેવું. બાદ કાનમા નાંખે તો કાનના બધા રોગો મટે.

### પીનસની દવા

કાયફળ, હીંગ, કાળા મરી, લાખ, ઈન્દ્રજવ, કૂટ, બચ, સહજનની જડ; વાય વિડિંગને સરખા ભાગે લઈ કાઢો કરી પિએ તો પિનસ દૂર થાય.

# ગર્ભિણી ચિકિત્સા

## પહેલા મહિનાની દવા

પદ્માખ; ચંદન સરખા ભાગે લઈ ગાયના દુધમાં સાકર નાખી દરરોજ પીએ અથવા દારૂહલ્દી; શાંકગજનું બી; ક્ષીર કંકોડી; ગાયના દુધ સાથે દરરોજ ખાય.

## બીજા મહીનાની દવા

નીલ પદ્મ; કમળની નાળ, ઈષ્ટ મધુ; કાંકડસીંગ; સર્વને સરખા ભાગે લઇ ચૂર્ણ કરી ગાયના દુધ સાથે સેવન કરે તો ગર્ભ પીડા દુર થાય.

## ત્રીજા મહિનાની દવા

ક્ષીરકંકોડી; નેત્રવાલા; ગાયના દુધ સાથે વાટી પીએ અથવા પીપલના ઝાડની છાલ; કાળા તલ; સિતાવરી; સાંલિબ; સાકર; મંજીષ્ઠા ચૂર્ણ બનાવી ગાયના દુધ સાથે સેવન કરે,

## ચોથા મહિનાની દવા

ગોખરૂ; કેસરુ; નીલકમળ; કમળની નાળ; ગાયના દુધ સાથે પીવું.

## પાંચમાં મહિનાની દવા

બ્રહદ્ મૂળ; કાલચીની; પલાસ; કુટકી; બચ વાટીને ઘીઅને દુધ સાથે સેવન કરે તો ગર્ભવેદના ટળે.

## છઠા મહિનાની દવા

સાકર; અને ખેરસાર વાટીને ગાયના દુધ સાથે સેવન કરવું.

## સાતમા મહિનાની દવા

પોહકર મૂળ; કેસર; નીલોફર; હારસિંગાર; એ સર્વનું ચૂર્ણ

ગાયના દુધ સાથે પીએ તો સાતમા મહિનાની ગર્ભ વેદના મટે.

### આઠમાં મહિનાની દવા

ગજપીપળ; નાગરમોથ; પદ્માખ; નીલોફર, કેસર એ સર્વનું ચૂર્ણ દુધ સાથે સેવન કરે તો આઠમા મહિનાની પીડા મટે.

### નવમાં મહિનાની દવા

ક્ષીર કંકોડી; ગિલોય; નિસોત મુલહઠીનો ક્વાથ બનાવી પીવો.

### દશમાં મહિનાની દવા

ગાયના દુધમાં રાત્રે સોડા નાખો મેળવીને પીવો.

### ગર્ભમાં મરેલું બાળક કાઢવાની દવા

કલોંજી, મેદીની છાલ; વાસનાં પાન વાટીને મેળવી લે; અથવા પીપળીમૂળ; કૂટકી વાટીને એરની સાથે નાભી પર લેપ કરવો.

### તરત બાળકને જન્મ આપવાની દવા

બકાયનની છાલ ગુગળ નાગરમોથ તજ નિલોફર મકોય ખસ કાળી ખસ બારતંગ મકોય ઉસરા તલનું તેલ કાજુ આંબા દાલચીની યા ચુંબક પત્થર હાથમાં બાંધે અથવા યોનિમાં ધરે.

### કાનના કીડા નાશક દવા

હીંગ યા દારૂ કાનમાં નાખવો. અથવા સૈંજનનો રસ યા હુલહુલનો રસ સુંઠ મરી પીપર કૌંચની જડનો રસ એ સર્વ એકત્ર કરી કાનમાં નાખે તો કીડા મરી જાય.

# યંત્ર, મંત્ર, તંત્ર પ્રકરણ પમું

## ચારે દિશામાંથી ધન પ્રાપ્તિનો વિ

મંત્ર—નમો ભગવતી પદ્મ પદ્માવતી; ૐ હ્રીં, શ્રીં, પુર્વાય, પશ્ચિમાય, દક્ષિણાય, ઉતરાય સર્વ આન વશ્ય કુરૂ કરૂ સ્વાહા.

વિધિઃ—સવારમાં સર્વથી પહેલાં ઉપરોક્ત મંત્રને ૧૦૮ વાર પાઠ કરવો. ને પછી ચારે દિશામાં દશ દશ ફુંક મારે તો પ્રત્યેક દિશાથી ધન મળે.

## ભુત પકડવાનું યંત્ર.

| | |
|---|---|
| ૧૨ | ૧૧ |
| ૩ | ૩ |

આ યંત્રને એક માસ સુધી દરરોજ આઠ વખત ભોજ પત્ર ઉપર લખી લખીને દરરોજ મંત્રમાં રાઈ નાખી પિપળના વૃક્ષ નીચે એકાંતમાં બાળવું. અને જેને ભુત ખલેલ પહોંચાડતું હોય તેને સામે બેસાડે તો ભુત કે જીન ઉતરી જશે.

## વશીકરણ યંત્ર

“ૐ નમો નર્સિંહાય સર્વ દુષ્ટ વિનાશાય સર્વ જન મોહનાય સર્વ રાજય વશ્યે કુરૂ કુરૂ સ્વાહાં”

આ મંત્ર દરરોજ ભોજ પત્ર પર લખી અને આ મંત્રનો ૧૦૦૦ દરરોજ જાપ કરવો; જયારે સિદ્ધિ થાય ત્યારે સાત વખત યંત્રની ભભુતી મસ્તક પર લગાડવી તો વશીકરણ થશે, ધુપ, દીપ, નેવેદ્યથી પુજન દરરોજ કરવું જોઈએ.

પંદરના યંત્રનો ગુણ. સિદ્ધિ ધ

દિવાળીની રાત્રે એક એવું માદળીયું લાવવું જેમાં બે ખાનાં હોય. એ દિને આ યંત્રને અનારની કલમ વડે પૃથ્વી પર ૧૦૭ વાર લખવું ૧૦૮ મી વખતે આ યંત્રને અષ્ટ ગંધથી આ કલમ દ્વારા ભોજ પત્ર પર લખી ધુપ દીપ નૈવેદ્યથી પુજન કરી બન્ને માદળીયા માં તાવીજ ચઢાવીને રાખવી. રોગીને પાય તો રોગ જાય; વાંઝણીની કમરમાં બાંધે તો ગર્ભ રહે; રાજ દરબારમાં પાસે રાખીને જાય તો કોઇથી દબાય નહિ.

| | | |
|---|---|---|
| ૬ | ૧ | ૮ |
| ૭ | ૫ | ૩ |
| ૨ | ૯ | ૪ |

સર્વ કાર્ય સિદ્ધિ વિધીઆ પંદરના યં જો આકડાના પાન પર પંદર દિવસ સુધી લખે. અને પાનની બીજી બાજુએ શત્રુનું નામ લખે પછી તેને દેવતામાં બાળી નાખે તો શત્રુ મરી જાય. કાર્ય સિદ્ધિને માટે ઉત્તર દિશામાં બેસીને અનારની કલમ વડે, વૈરી માટે દક્ષિણ દિશામાં મુખ કરી; લોઢાની કલમથી ૧૦૦ વખત લખી લખીને નાશ કરે. શુભ કાર્ય માટે શુક્લ પક્ષમાં અને અશુભ કાર્ય માટે કૃષ્ણ પક્ષમાં અશુભ દિનથી પ્રારંભ કરવો; બ્રહ્મચર્ય પાળી લખવું. મગ ચોખાનો આહાર કરવો. યંત્ર લખી લખીને નદીમાં વહેતું મૂકવું. જો યંત્ર નદીમાંથી પોતાની મેળે બહાર આવે અને તે તાવીજમાં મઢાવી પોતાની પાસે રાખે તો સંપુર્ણ કાર્ય સિધ્ધ થાય.

## રાજા વશ કરવાની વિધી.

આ પંદર યંત્રને સોમવારને રોજ ધોળું બચ, કેસર, સફેદ ચિરમીટી અ કપિલ ગાયનું દુધ એ સર્વને સાથે વાટી

રાત્રીના વખતે ઉંધી રીતે લખે અને હાથ અને કંઠમાં બાંધે તો રાજા વશ થાય છે.

### ઉચ્ચાટન વિધી.

૧૫ ના યંત્રને મંગળવરે દશ દિવસ કાગડાના પીંછાની કલમથી કાગડાના લોહીથી મૃતક કફન પર નામ લખી તેના દ્વાર પર પૃથ્વીમાં દાટી આવે તો ઉચ્ચાટન થાય.

### વશિકરણ વિધી.

બુધવારે ૧૫ નું યંત્ર નાગ કેસર, ગોરોચનથી લખી બત્તી બનાવી, પછી એ બત્તીને સરસવના તેલમાં સળગાવી મનુષ્યની ખોપરી પર કાજળ પાડી ( મંત્ર–' ૐનમો કાલ્યાયની સર્વ કાર્ય દાતાશ્ચૌ ' અમો વશી કર્ણુઃ સ્વાહા ) આ મંત્રનો દરરોજ ૧૦૮ વાર જપ કરી કાજળ લગાવે તો વશીકરણ થાય.

### સર્વાકર્ષણ વિધી.

ગુરૂવારે હલદ, ગોલોચન. ઘી એ ત્રણેને મેળવી ૧૫ નું યંત્ર લખે વચમાં નામ લખી પોતાના આસનમાં દાબે તો આકર્ષણ થાય.

### સ્ત્રી વશીકરણ વિધી.

શુક્રવારે કપુર, બચ, કુટ અને મધ મેળવી ૧૫ નું યંત્ર લખે તો તેની મારફત ધન સાથે સ્ત્રી પોતાને વશ થાય.

### મારણ વિધી.

શનિવારે ચિતાનાં લાકડાની કલમથી મરઘીના લોહીથી ૧૫ ના યંત્રને લખી ઉલટી રીતે જેનું મારણ કરવું હોય તેનું નામ લખવું. ને ઘડાંમા દાબી દેવું.

### વેરી વશ થવાની વિધી.

રવિવારે, સફેદ આકડાનું દુધ અને સ્મશાનની રાખોડી

મેળવી ૧૫ નું યંત્ર લખે અને નીચે વૈરીનું નામ લખી સ્મશાન ભુમિમાં રાત્રે બે વખત ઉપરોક્ત મંત્રનો ૧૦૮ વાર જપ કરવો. પરંતુ જપ કરતી વખતે એકાગ્રચિત રહેવું જોઇએ.

### સુખથી બાળક જન્મનું યંત્ર.

| | | |
|---|---|---|
| ૧૨ | ૨ | ૧૬ |
| ૧૪ | ૧૦ | ૬ |
| ૪ | ૧૮ | ૮ |

જે ગર્ભવતી સ્ત્રીને બાળક ન જન્મતો હોય તેને માટે આ યંત્રને સોનાની થાળીમાં કંદલીની કલમથી શ્લેષા નક્ષત્ર પર બૃહસ્પતિના ચોથા ભાગના અઠવાંશમાં ૧૦૮ વખત લખે ને પછી પાણી પીવાડે તો બાળક તરતજ જન્મ પામશે.

### સર્વ કાર્ય સિદ્ધિ યંત્ર.

૬૪ તમાલ

| | |
|---|---|
| ૧૬ | ૧૬ |
| ૧૬ | ૧૬ |

શ્રી વિશ્નુ

આ યંત્રને તમાલ પત્ર પર સાંત્રિકની શાહીથી વિશ્નુપદની કલમથી ૧૦૦૦ વખત લખે અને દરેક રવીવારે ધુપ દીપ કરી એકાગ્ર ચિતે પવિ- ા ર્વક પવિત્ર સ્થાનમાં રાખે પછી જે કાર્યની સિદ્ધિમાં જાય તે દંડમાં બાંધી અબોલ રહી જાય તો કાર્ય સિદ્ધિ થાય.

### નજર ઉતારવાનું યંત્ર.

| | | |
|---|---|---|
| ૨૪ | ૪ | ૩૨ |
| ૨૮ | ૨૦ | ૧૨ |
| ૮ | ૩૬ | ૧૬ |

આ યંત્રને ભોજપત્ર પર અષ્ટગંધની શાહીથી, કાકચીની કલમથી લખી બાળકના ગળામાં બાંધે તો નજર ન લાગે; જો નજર લાગી ગઈ હોય તો રોગી અને યંત્ર દાતા બન્ને એકાગ્ર ચિતે બેસી શનિવારે રાગીના

બાર વાગે ઘીનો દીવો કરી અને યંત્રને ધુપ આપી જાગૃત કરી નજર મેળવી બાળે.

### યંત્ર લખવાની કલમ.

સર્વ કાર્ય સિદ્ધિની સફેદ કટેરીની; આકર્ષણને માલવંતની સ્તંભનને નિતમ્બની, વશીકરણને માટે ગુલાબ પગની હોવી જોઇએ.

### રિદ્ધિ સિદ્ધિ મંત્ર.

મંત્ર—ૐશ્રીમત્ પન્નગાય ગૌરી વિલાશઃ સૃષ્ટૌ નિપાતઃ રિદ્ધિસિદ્ધિ દાતાશ્ચૌ શ્રી શંકરૌ નમામિ.

વ્યતિપાતને દિવસે સ્નાન કરી વિશ્નુ વૃક્ષ નીચે પશ્ચિમ તરફ મોં રાખી પદ્માસન વાળી ૧૦૦૦ વખત એકાગ્ર ચિતે તુળસીની માળા હાથમાં લઈ મંત્ર જપે તો કાર્યસિદ્ધ થશે.

### ધાઢની પીડાનો મંત્ર.

મંત્ર—ૐનમો આદેશ ગુરૂકા, વનમે વ્યાહી અંજની જિન
જાયે હનમંત,
કીડા મકોડા પીડા ભસ્મ, ગુરૂકી શક્તિ, મેરી ભક્તિ
પુરો મંત્ર, ઇશ્વરોવાચઃ

દિવાળીની રાત્રે, ગ્રહણમાં સિદ્ધી કરે લીંબડાની સરીથી આંકે તો પીડા જાય.

### ગર્ભ સ્તંભન મંત્ર.

મંત્ર—બ્રહ્માંડા ખિલનાશ્ચ તાશ્ચૌ ગૌરી પ્રતિનિધ શંકરૌ,
સર્વ દેવ દેવાનાં ગર્ભ સ્થિર કરાંતિઃ

કુંવારી કન્યાનું કાંતેલું સુતર અથવા ઉન સ્રીની એડીથી માથા સુધી માપી સુંતર ગણાતા જાય અને તેમાં ૫૧ ગાંઠ વાળે અને પ્રત્યેક ગાંઠને ૧૦૮ વખત મંત્ર જપી બાંધી

પછી સ્ત્રીને પુષ્પ નક્ષત્રમાં સ્નાન કરાવી રાત્રીના બે વાગે ૩૮ મિનિટ ૭ સેંકડ ૮ પળ સુધી સામે બેસાડી એકાગ્ર થઇ, ધુપ, દીપ, ગુગળથી ધુણી આપે બાદ સ્ત્રીની કમરમાં બાંધે, બાદ બાળકોને મિઠાઈ વહેંચ પીવું તો ગર્ભ સ્તંભન થશે.

## વધતો ગર્ભ રહેવાનો મંત્ર.

મંત્ર—ૐ હ્રીં, ચલ ચલે હું ચમલલેહુઠઃ ઠઃ ઠઃ સ્વાહા. સ્ત્રીની કમર બરાબર દોરો માપી ૨૧ ગણો કરી અને એક-વીસ ગાંઠ વાળે અશ્વની નક્ષત્રમાં રવિવારને દિવસે ચંદ્ર ગ્રહણમાં ધુપ દીપ કરે ૧૦૦૦ વખત મંત્ર જપ કરે પછી ૨૧ ગાંઠનો દોરો બનાવી સ્ત્રાની કમરે બાંધી દેવો.

## હરસ નષ્ટ કરવાનો મંત્ર.

મંત્ર—ઇસા ઇસા કાંચ કપુર, ચોર કે સીસા, ખુની બાદી, બબા સીર જાય. દુહાઇ તખ્ત સુલેમાન કા.

ત્રણ વખતે પાણી ભરી મંત્ર ભણી હાથ ધોઇ મસાને હા-થથી પકડે અને મંત્રેલા પાણીથી માર્જન કરે તો ખુની, બાદી, હરસને આરામ થાય.

## આધા શીશીનો મંત્ર.

મંત્ર—બનમેં બાઈ બાંદરી, જો આધા ફુલ ખાય.

ખડે મુહમંદ આંક દે આધા શીશી જાય.

શુકલ પક્ષમાં પહેલા ગુરૂવારે મંત્ર ભણી સિદ્ધિ કરે, બાદ રોગીના માથા પર ત્રણ વખત ફુંક મારે.

## વીંછી ઉતારવાનો મંત્ર.

મંત્ર—નમો સુરે ગાય પર્વત જાય, જાકે ગોબરસે ઉપજે વિચ્છુ સાત, કાલો કંકાલો સર્પ નિવાલો હરો, નીલો, પીલો,

ઉતરે તો ઉતારૂં નહિ કંઠ તોર ડાલું. શબ્દ સાંચા પિંડ કાચા પુરો મંત્ર ઇશ્વરો વાચા.

વિધિ જોડો કે લિંબડાની ડાળીથી મંત્ર કહેતાં વીંછીનું વિષ ઉતારવું.

### હડકાયા કુતરાનું વિષ ઉતારવું.

મંત્ર—નાગ શંભુ પન્નગારઃ ભક્ષતે કુકરઃ

વિષ હરો શંકરઃ સ્વામી, કૈલાશ રમણો સ્વાહા.

કુંભારના ચાકડાના માટી લીધી, સાત ગોળી બનાવી સાત વખત મંત્ર જપી ત્રણ ગોળી રોગીને આપવી ઘેર જઈ ખાય. અને ચાર ગોળી ભાગી ફેંકી નાંખવી, ગૌરી પાર્વતીની દુહાઈ આપતા મંત્ર ભણુતા જવું ભૈસોને કુચલો બાંધવો.

### મારણ મંત્ર.

મંત્ર—તુ મેવ પુજ્યતે લોકે બ્રહ્મા વિષ્ણુ સ્વરાધિપિ,

નિત્યં પટસીદોસ્ય મારણ મંત્રો સિદ્ધિહઃ

દિવાળીની રાતે ચોકો કરી. દીવો કરી, ગુગળનો ધુપ કરી મંત્રને જાગૃત કરવો. સ્મશાન ભૂમિમાં શુદ્રની બળેતી ચિતાની ચાહેતર પ્રદક્ષિણા દર રવિવારે પાડાના ચામડાના આસન પર ઉત્તર તરફ મોં રાખી મરેલા ગધેડાની માળા માણુસના હાથમાં લઇ કનિષ્ઠા આંગળી અને અંગુઠીથી ફેરવે તો સિધ થાય.

### ઉચ્ચાટન મંત્ર.

મંત્ર—ભવાની શંકરી સૃષ્ટો હરતકાલ કરારઃ

ઉચ્ચાટન સિધ દાતાશ્ચો બદે દેવો મહાનદઃ

જો શુક્રવારને દીવસે રોહણી નક્ષત્રમાં કોઈ ઉત્તમ પુરૂષનું

મૃત્યુ થયું હોય તો તેની ચીતામાંથી રાખ લાવવી કેળાના ઝાડને નીચે ચોકો કરાવવો, પછી ઘોડાના ચામડા પર બેસી બેડાંની માળાને અંગુઠો અને તરજની આંગળીથી ચંદ્રમા તરફ એક દૃષ્ટિથી જોવું. અને હજાર માળાનો જપ કરવો તો સીદ્ધ થાય.

### આકર્ષણ મંત્ર.

મંત્ર—ૐનમો આદી રૂપાયઃ અમુક આકર્ષણ કુરૂ કુરૂ સ્વાહા કાળા ધતુરાના વૃક્ષ નીચે ઉત્તર તરફ મોં કરી સફેદ કણુની માળા લઈ રૂદ્રાક્ષ નથી કુતરાના ચામડાપર બેસી ૧૦૮ વખત એક મહિના સુંધી દરરોજ જપ કરે તો સીદ્ધ થાય.

### મોહન મંત્ર.

મંત્ર—આદો રામ તપોવનાય ગમન કંપીપતી મોહન કરન ચસ્યા મોહન મંત્ર સીધાશ્ચો એ તે ધ્યાન અનુગ્રહ, પવીત્ર સ્થાનમાં વાઘનું ચર્મ પથારી પર રાખી તુલસીની માળા લઈ એક ચીતે પીતામ્બર સ્વરૂપ શ્રી ભગવાનનું ધ્યાન બે કલાક બ્રહ્મ મુહુર્તમાં કરવુ પરંતુ ચીત્ત ચલીત થવા દેવું નહી; તો સીધ થશે.

### વશીકરણ મંત્ર.

તુલસી મીઠે વચનસેં, સુખ ઉપજત ચહું ઓર.
વશીકરણ યહ મંત્ર હે, તજીદે બચન કઠોર.

### દીવસમાં તારા જોવાનું તંત્ર.

અગસ્તના પુલના રસમાં સફેદ સુરમો મેળવી આંખોમાં આંજે તો દીવસે તારા દેખાય.

### પાણીનો મોહો જોવાનુ તંત્ર.

કોરા ઘડામાં આકડાનું દુધ ભરી તાપમાં સુકવે પછી પાણી ભરે તો પાણીમાં મેઢા દેખાય.

### હોએલવાયેલો દીવો સળગાવવાનું તંત્ર

ગંધક હડતાળ, કપુર. કલ્મીસોડા, ચાર સરખા ભાગે લઈ વાટી હોએલવાયેલા દીવા ઉપર નાખસો તો તરત સળગશે.

### પાણીમાં દીવો સળગાવવાનું તંત્ર.

ચીનાઈ કપુર, બત્તીમાં મેળવી પાણી ભરેલા દીવામાં સળગાવશો તો બળતો રહેશે.

### વીંછી નહિ કરડવાનું તંત્ર.

મુળાના પાનના રસથી હાથ ધોઈ વીછુ પકડશો તો ડંખ મારશે નહિ.

### મરઘીનું ઇંડુ કુદાવવાનું તંત્ર.

રૂમી મસ્તગી ઇડાને છેદી ભરશો અને તાપમાં રાખશો તો ઈંડુ કુદવા લાગશે.

### માકણ કાઢવાનું તંત્ર.

જ્યાં માકણ હોય ત્યાં ગંધકની ધુણી કરવી તો માકણ રહેશે નહી. અથવા લોબાનના બીજની ધુણી રવીવારે યા શનિવારે કરવી તો ખાટલામાંથી માકણ જતા રહેશે.

### માખો કાઢવાનું યંત્ર.

ગાયના દાંતને મઠામા મેળવી જે જગ્યાએ રાખશો ત્યાં માખો આવશે નહી.

### વીંછી પેદા કરવાનું તંત્ર.

બોર : છાણને અને ગધેડાના મુતને બંન્ને એક માટીના

વાસણમાં મેળવી એક કલાક જમીનમાં દાટશો અને ઉપર કપુર ઢાંકશો તો વીંછી પેદા થશે.

### કેરીનું ઝાડ પેદા કરવાનું તંત્ર.

કેરીની ગોટલીને થોરના દુધમા એકવીસવાર ભીંજાવી તાપમાં સુકવવી એ પ્રમાણે એકવીસવાર કરે પછી એ ગોટલીને જમીનમાં દાટે અને ઉપર કપુર ઢાંકે તો આંબો પેદા થાય.

### દેવતાથી હાથ નહિ બળવાનું તંત્ર.

સુલહટ્ઠી અને ભાંગરાના રસમાં હાથ બોળી શળગતો કોલસો પકડવાથી હાથ બળતો નથી.

### કપડુ નહિ બળવાનું તંત્ર.

ગવારના રસમાં કપડાને એકવીસવાર ભીંજાવી સુકવે તો તે અગ્નીમાં બળી શકતું નથી.

### પાણીમાં દેવતા સળગાવવાનું તંત્ર.

પાણીમાં પેટ્રોલ મેળવી આગ લગાવવી તો બહુ જોરથી સળગસે.

### કાચ ચાવવાથી મોં ફાટે નહી.

કોઇપણ શીસાનો કાચ દેવતામાં ગરમ કરી લીંબુ અને આદાના રસમાં મેળવી ચવડાવવાથી મોં ફાટતું નથી.

### પેસાબમાં દીવો સળગવાનું તંત્ર.

ત્રણ દીવસ તલ બરાબર ખાઓ. પણ પાણી પીવું નહીં તો પેસાબમાં બત્તી નાખી સળગાવવાથી સળગશે,

# શકુન પ્રકરણ ૬ ઠું.

## પુત્રને દાંત નીકળવાનું ફળ.

પહેલા મહીનામાં નીકળે તો મૃત્યુ, બીજામાં નાના ભાઇને કષ્ટ, ત્રીજે મહીને નીકળે તો બેનને દુઃખદાયક, ચોથામાં માતાનો સ્નેહ ઓછો કરે, પાંચમામાં મોટા ભાઇને દુઃખ, છઠ્ઠામાં હમેશાં સુખકારક, સાતમામાં માતાને સુખ, આઠમામાં પિતાને સુખ, નવમામાં પરાક્રમસૂચક, દશમામાં ધનવાન, જો ઉપરના દાંત પહેલા ઉગે તો માતાપિતા ભાઈ અને મામાને નુકશાન સૂચક ગણાય.

## ખરાબ સ્વપ્ન દર્શાવનારી વસ્તુઓ.

લોબીઆ, બાકલા, ડુંગળી, દારૂ, રિંગણ અને ચિત્તા, સુઈ જવું.

## ખરાબ સ્વપ્ન ન આપવા દેવાની રીત.

દરપણ અથવા આલીવની લાકડી ગળામાં લટકાવવી. ફટકડી માથા નીચે રાખી સુઈ જવું. ડીકરીની ભાજી અથવા અક્કલકરો ખાવો. પાસાભેર સુવાથી ખરાબ સ્વપ્ન ડીકરીની ભાજી સંભવ નથી.

## દિનરાતનાં સ્વપ્નોનું ફળ.

રાતના પહેલા પહોરમાં સ્વપ્નું આવે તો ૧૨ માસમાં ફળ દે, બીજે પહોર આવે તો ૯ મહીનામાં ત્રીજે પહોરનું ૬ મહીનામાં, ચોથા પહોરનુ ૪ મહીનામાં; બે ઘડી રાત રહે એ વખતે સ્વપ્ન આવે તો ૧૦ દિવસમાં અને બ્રહ્મ મહુર્તમાં આવે તો તેજ દહાડે ફળ મળે.

## અંગ ફરકવાનું શુભાશુભ ફળ.

જો ભ્રમરના મધ્ય ભાગથી ફરકે તો સ્ત્રી સમાગમ, આંખના

ખુણામાંથી ફરકે તો ધન પ્રાપ્તિ, કાનથી સુંદર વાતો, નાકથી આનંદ, સ્કંધથી ધનવૃદ્ધિ, પીઠથી મિત્ર મિલાપ અને યુદ્ધમાં પરાજય; ભુજાથી યુદ્ધ થાય, સ્તનથી સહવાસ સુખ, નાભિના મધ્ય ભાગથો ઘણી સ્ત્રીઓ, જાંઘથો હાનિ, નેત્રના ખુણામાંથી સહાયક મળે, નીચેની આંખથી યુદ્ધ, કપાળેથી સ્ત્રી પ્રાપ્તિ ગલાથી લાભ, હોઠથી ભોજન, હથેળીથી ધન પ્રાપ્તિ, હૃદયથી જીત, કમરથી પ્રસન્નતા: કુખથી સવારી, ઘુંટણથી શત્રુ મિલાપ; અંડકોષથી પુત્ર અને પગનાં તળીઓં ફરકવાથી યાત્રા.

## શુભાશુભ ગિલોરી ફળ.

મસ્તક પર પડે તો ધન લાભ, ભ્રમર પર પડે તો ધન નાશ, ભ્રવ સ્થળ પર ધન પ્રાપ્તિ, મોંપર મીઠું ભોજન, નાક પર આનંદ, નસકોરાના મુખપર પડે તો ખોટી, જમણા કાન પર સારી. ડાબા કાન પર ખોટી; હોઠ પર મૃત્યુ, કંઠ પર મિત્ર મિલાપ, જમણા ખભા પર વિજય, ડાબા પર પરાજય; જમણી પીઠ પર ધન હાનિ ડાબા નખ પર ખરાબ ડાબી પીઠ પર મિત્ર આગમન, પેટ પર ભાઈથી મિલાપ, કાખ પર સ્ત્રી સુખ, ડાબી ભુજા પર યશ, ડાબા હાથ પર કલેશ, ઘુંટણ પર રોગ પ્રાપ્તિ, પગ પર સુખ, પગની આંગળી પર પુત્ર શોક, પગના નખ પર પશુ નાશ.

## દિવસનું ગલોરી પડવાનું ફળ.

સોમ, બુધ, ગુરૂ, અને શુક્રવારે પડે તો ધન લાભ અને રવિવાર, મંગળ અને શનિવારે પડે તો નુકસાન કરે.

## તિથિવાર ગલોરી પાડવાનું ફળ.

પડવાંના દિવસે રોગ, બીજે ભુમિ લાભ, ત્રીજે ધન લાભ

ચોથે દુઃખ પાંચમે અને છઠે આનંદ સાતમ આઠમ નોમ અને દશમે મૃત્યુ; એકાદશીએ પુત્રોત્પત્તિ બારશે દ્રવ્ય પ્રાપ્તિ તેરસે સકલ સિદ્ધિ ચૌદસે ધન નાશ અમાસ અને પુર્ણમાસીએ બુધિ નાશ થાય.

## છીંક ફળ વર્ણન.

પાછળ અને ડાબી છીંક હોય તો બધું કામ થાય. સામી થાય તો કલેશ, જમણી તરફની ધન નાશ કરે. ઉંચીથી વિજય નીચીથી ભય. પોતાની છીંક દુઃખદાયક સમજવી.

## યાત્રા વખતે શુભાશુભ ફળ.

યાત્રા માટે ઘેરથી નાકળતાં જો નાનો માણસ સામે આવે તો કાર્ય બને, ડાબી તરફ ચકલી; જમણી તરફ કૌઆ છીપકલી કોયલ સારી વાણી બોલે સારૂ દહીં; માછલી, તિલક કરેલા બે બ્રાહ્મણ દુધ પીવડાવતી ગાય સામે આવે; મૃગોનું ઝુંડ જમણી તરફ થઈ નીકળી જાય તો ધન પ્રાપ્તિ તેતર પ્રાતઃકાળે ડાબી બાજુએ બપોરે જમણી બાજુએ શ્યામા ચકલી ઘુવડ કુતરો ગધેડું કૌઆ ગીધ ડાબી તરફ અને નીલકંઠના દર્શન થાય અથવા સૌભાગ્યવતી સ્ત્રી સામેથી પાણી ભરી ઘડો લઇ આવતી હોય તો મનવાંછત ફળ મળે. કુતરો જમણા પગથી જમણું અંગ ખંજવાળે તો શુભ; ડાબા પગથી ડાબુ અંગ ખંજવાળે કાન પટપટાવે અથવા પૃથ્વીપર આળોટતું ગધેડું મળે; ઊંટ પર બેઠેલા બે માણસ મળે; બિલાડી કુતરો ઊંટ માણસ લડતાં હોય અથવા એક શુદ્ર બે વૈશ્ય ૩ બ્રાહ્મણ ચાર વગડાની અને એક બકરી એક બળદ ત્રણ ગાય સાત હાથી રોગી, રીંછ, સોની, વિધવા સ્ત્રી માથાપર ખાલી ઘડો લઈ

આવતી હોય તેલી, પાંચ ભેંસ, છ કુતરા; શ્યામા ચીડીયું. વમાંગ શુર સાપ ઘો ડાબી બાજુએ ગીધના શબ્દ ડાબી બાજુએ મચ્છ જમણી તરફ બગલા મોર મરઘાં કોયલ અને તોતા અશુભ છે.

## શ્યામાની ભાષાનું શુભાશુભ ફળ.

ચિલી ચિલ્લી શુલ શુલ બોલે તો શુભ કુચુક બોલે તો ઘેર મહેમાન આવે. કિતુ કિતુ બોલે ધન મળે. ચિચી કહે તો વરસાદ ઝટ થાય, ચિલુક કહે તો સંપત્તિ ઘેર આવે ચિરચિર કહેતો દુઃખ ચિકુ ચિકુ કહે તો દરિદ્રી બનાવે.

## યાત્રા વખતે શ્યામા શકુન ફળ.

જો શ્યામા ચાલતી વખત સામે આવે તો શુભ ડાબી બાજુએ આવે તો ઠીકાઠીક જમણી બાજુ આવે તો સૌથી શ્રેષ્ટ જો આગળ જઈને ફરી પાછી આવી ડાબી તરફ આવી જાય તો થએલું કામ બગડે, શહેરમાં દાખલ થતાં ડાબી તરફ મધ્યમ ફળ જમણી તરફ કામ ઠીક થાય.

## કાગડાની બોલીનું ફળ.





જો કૌલ કૌલ બોલે અથવા કું કું કું કહે તો લાભ છે. કૈકવ કુ કુ કહે તો પ્રસન્નતા સંપત્તિ પ્રાપ્ત થાય. કા કા કહે તો યાત્રામાં મૃત્યુ કાકટી કહે તો ખાવામાં વિષ મળ્યું હશે. કીં કીં બોલે ભોજન સ્વચ્છ મળે. કું કું બોલે તો સુવર્ણ મળે. ટાક ટાક

કહે તો સંગ્રહ; કુલ કુલ શબ્દ કહે તો ઘેર પહોણા આવે. કુરૂટં કુરૂટં બોલે તો રાજ્ય મળે. કરકં કહે તો વિના દુઃખે કોઈ સંત પુરૂષનાં દર્શન થાય. કટ્રિ બોલે તો કલહ કોયં કોયં કહે તો રાજાનું મૃત્યુ; કવૌ કવૌ બોલે તો મિત્ર મેળાપ કી કી કહે તો સુંદરીથી મેળ થાય; કોંય કોંય બોલવાથી ધન અને ઘરના પશુ પક્ષી નષ્ટ થાય. કલેટં કલેટં કહે તો અધિક વૃષ્ટિ થાય, ક્રોં ક્રોં ક્રોં બોલે તો મંગલકારી. ગુડડુબ બોલે તો ડર; કલેન કલેન બોલે તો સજ્જન નાશ પામે. કેત કેત બોલે તો ધન નષ્ટ થાય. કુયં કુયં બોલે તો પરધનથી મૃત્યુ થાય. ઓ, વાણી બોલે તો ઝઘડો થાય. કુલ કુલ બોલે તો આનંદ દુર થાય. કઃ કઃ બોલે તો અનર્થ થાય. ખરે ખરે કહે તો પરદેશા ઝટ મરે. જો સવારમાં ઘર ઉપર કાંવ, કાંવ બોલે તો મહેમાન આવે કળકળ બોલે તો ચુપચાપ કામ કરો. કગાલ કહે તો ઝઘડો થાય માટે બહાર ન નીકળવું.

## કુતરાની બોલીનું ફળ.



યાત્રા સમયે કુતરો કાન પટપટાવે તો ન જવું. પૂર્વ તરફ મોં કરી નીચા સુરથી રોવે તો અગ્નિ નુકસાન કરે ઉંચા સાદે રોવે તો મૃત્યુ થાય. બેસતા વર્ષના પડવાને દિવસે ઉત્તર મોં કરી રોવે તો અકાળ પડે દક્ષિણ તરફ મોં કરી રડે તો વરસાદ વરસે સામી તરફ ભસતું આવે તો મૃત્યુ, પાછલી તરફ ભાગી જાય તો શુભ ડાબી તરફ શત્રુ મેળાપ અને જમણી તરફ મિત્ર મેળાપ. જો ? ઉંચે ચઢી જે તરફ મોં કરી રડે તે તરફ નુકશાન થાય.

## ઘુવડની બોલીનું ફળ.



મનુષ્યની પેઠે શબ્દ બોલે તો બાળકોને ભય સારસના એવા શબ્દ બોલે તો યાત્રાળુઓને ભય લીલા વૃક્ષપર બેસી ડાબી બાજુથી બોલે તો નગરમાં ચોર આવેલા જમણી તરફથી બોલે તો શુભ.

## ( ચકલી ) ચિરકુટીની બોલીનું ફળ.

જમણી બાજુ ચાંય ચાંય શબ્દ કરે તો મન કામના સિદ્ધિ ડાબી બાજુ બોધે તો ગએલું કામ બગડે. સુકા પાંદડાં પર બેસી બોલે તો નિષ્ફળ લીલા ઝાડ ઉપર બેસી બોલે તો શુભ છે પૃથ્વીપર બેસી બોલે તો રાજાનું મૃત્યુ અને આકાશમાં દિવસે બોલે તો પ્રજા સંકટ પડે.

## હરિયલ પક્ષી શકુન ફળ.

જેના મકાનપર દક્ષિણ તરફ મોં કરી બોલે તો રાજ્ય નાશ; સૌભાગ્યવતી વિધવા થાય, મકાન પર કાગડા બોલવા લાગે ધન નાશ પામે અને સંતાન નાશ થાય ઉત્તર તરફ આકાશમાં બોલે તો શુભ.



# યોગના ચોરાશી આસન પ્રકરણ ૭ મું.

## ૧ સિદ્ધાસન.

ધીમેથી પલાંઠી વાળી બે હાથ પલાંઠી પર એવી રીતે રાખો કે એક હાથનો પંજો બીજા હાથમાં રહે.

## ૨ પદ્માસન.

એવી રીતે પલાંઠી વાળી બેસો કે જમણો પગ ડાબા પગના ઘુંટણ પર અને ડાબો પગ જમણા પગના ઘુંટણ પર રહે. બાદ બન્ને હાથને પાછલી બાજુથી લાવી જમણા હાથથી જમણા પગનો અંગુઠો, ને ડાબા હાથથી ડાબા હાથનો અંગુઠો પકડવો.

## ૩ દ્રઢાસન.

જમણા હાથના પંજા પર માથું રાખો, પરંતુ કોણી જમીન પર ટેકાવી રાખવી અને પગ ફેરવી સુઈ જાવો. ડાબો હાથ ડાબા પગના ઘુંટણ પર રહે.

## ૪ તારાસન.

જમણા ઘુંટણને જમીન પર ઉંધો રાખી એડી ઉપર બેસો અને ડાબા પગને એવી રીતે ઉભો રાખો કે ઘુંટણ અને છાતી એક સીધી રહે અને પંજા જમીન પર.

## ૫ પવન મુક્તાસન.

બન્ને પગની પીંડલીને બન્ને હાથની વચમાં બાંધીને બેસો.

## ૬ ધીરાસન.

બન્ને પગ પાછળ રાખી એડી પર બેસો. પરંતુ ડાબા હાથની આંગળી નાકની સિધાઈમાં રહે.

### ૭ દક્ષિણ પગ પવન મુક્તાસન.

જમણા પગની પીંડલીને બન્ને હાથથી બાંધી ડાબા પગને જમીન પર સીધું રાખવો જોઇએ !

### ૮ ડાબા જમણી શ્વાસ ગમનાસન.

જમણા પગની પીંડલીને બન્ને હાથમાં બાંધી ડાબા પગને જમણા પગમાં મળેલી જમીન પર જમણા પગ તરફ નમતાં બેસવું.

### ૯ તાડાસન.

બન્ને હાથને આકાશ તરફ ઉભા રાખી ઉભા થાઓ.

### ૧૦ વાતાયનાસન.

ડાબા પગને પેટે અડાડી એક પગથી એવી રીતે ઉભા થાઓ કે ડાબા પગનો ઘુંટણ જમણા પગની એડી પર રહે અને પંજો જમીન પર રહે.

### ૧૧ મયુરાસન.

બન્ને હાથ પર એવી રીતે ઉભા થાઓ કે પગ આકાશ તરફ રહે, પરંતુ પગ જોડાયલા જોઇએ.

### ૧૨ મત્સ્યાસન.

બન્ને હાથની વચમાં માથું રાખી પલટો મારી વચમાં સુઇ જાઓ.

### ૧૩ અર્દ્ધ પદ્માસન.

સિદ્ધાસન માફક પલાંઠી મારી બન્ને હાથને પેટે અડાડવા જોઇએ.

## ૧૪ કુક્કુટાસન.

બન્ને પગની વચમાં હાથ આણી પલાઠાં વાળી બન્ને હાથ વડે ઉભા થાઓ.

## ૧૫ ગોરક્ષાસન.

પલાંઠી વાળી અને બન્ને હાથ જમીન પર રાખી હાથ વડે ઉભા થાઓ.

## ૧૬ ઉર્દ્ધ્વ પદ્માસન.

બન્ને હાથ જમીન પર રાખી અને તે હાથ માથા પરરાખી પલાઠી વાળી માથાના આધારે ઉભા થાઓ.

## ૧૭ અર્ધપાદાસન.

જમણા પગથી બે હાથ જોડી ઉભા થાઓ અને ડાબા પગને પંજો જમણા પગના પંજામાં વચ્ચોવચ રાખો.

## ૧૮ પુર્ણપાદાસન.

બન્ને પગે ઉભા થઈ જાઓ. પરંતુ દરેક હાથ દરેક પગ પર રહે.

## ૧૯ દક્ષિણાસન.

જમણા હાથનો તકીઓ કરી સુઈ જાઓ અને બન્ને પગને લંબાવો.

## ૨૦ શવાસન.

ચત્તા સુઈને બન્ને હાથને બન્ને પગ પર રાખો.

## ૨૧ અધ્યાસન.

ઉંધા સુઈ જાઓ ને બન્ને પગને લંબાવો.

## ૨૨ વાંમ પદ્માસન.

જમણા પગ પર ડાબો પગ એવી રીતે રાખો કે જમણો પગ સીધો ઉભો રહે અને જમણો હાથ જમણા પગ તરફ રહે ને ડાબો ડાબા તરફ રહે.

### ૨૩ ધનુષાસન.

ડાબો પગ લંબાવી ડાબા હાથથી અંગુઠો પકડો અને જમણા પગને છાતીની સામે લાવી અને જમણા હાથને પીઠ પાછળ થઇને જમણા પગના અંગુઠાને પકડો.

### ૨૪ દ્વિપાદ શિરાસન.

બન્ને પગ પલટાવી માથા પર લઈ જાઓ અને બન્ને હાથને દાઢી નીચે રાખો.

### ૨૫ સ્થિરાસન.

સિધ્ધાસન માફક બેસી બન્ને હાથને સામા રાખવા.

### ૨૬ વૃક્ષાસન.

બન્ને હાથો પર ઉંધા ઉભા રહી પગ આકાશ તરફ કરો પરંતુ બન્ને હાથની કોણીનો ભાગ બહારની તરફ નીકળવો જોઇએ.

### ૨૭ અર્દ્ધ વૃક્ષાસન.

બન્ને હાથના પંજાને માથા નીચે રાખી માથા તરફથી ઉલટા ઉભા થાઓ અને બન્ને પગને ફેરવી લ્યો.

### ૨૮ ચક્રાસન.

બન્ને હાથની હથેલીને જમીન પર ટેકવી અને બન્ને પગ જમીન પર લંબાવી હથેલી દ્વારા ઉભા થઈ જાઓ. પગ ફેરવો પરંતુ કલાઈ ફરવી ન જોઇએ.

## ૨૯ દક્ષિણ પાદાસન.

જમણા પગથી ઉભા થાઓ. અને ડાબા પગને આંખની સામે લાંબો ઉભો કરો પરંતુ બન્ને હાથ નાકની સામા રહેવા જોઇએ.

## ૩૦ અર્દ્ધ ધનુષાસન.

કમાન માફક બન્ને હાથ અને બન્ને પગે ઉભા થાઓ માથું બન્ને હાથની વચ્ચે રહેવું જોઇએ અને છાતી આકાશ તરફ અને કમર ઉપરથી ઉંચી રહેવી જોઇએ.

## ૩૧ વામ સિદ્ધાસન.

જમણા પગને લાંબો ઉભો કરો અને ડાબા પગને જમીન પર રાખો.

## ૩૨ તાનાસન.

બન્ને પગે સિધ્ધા ઉભા થઇ બન્ને હાથે નમી પગના અંગુઠાને અડકો. પરંતુ ઘુંટણ વળવા જોઇએ નહિ.

## ૩૩ સ્વસ્થ વિવેકાસન.

પલાંઠી વાળી બન્ને હાથોને બગલોમાં એવી રીતે દબાવો કે જમણો હાથ ડાબી બગલમાં અને ડાબો હાથ જમણી બગલમાં રહે.

## ૩૪ દક્ષિણ તર્કાસન.

પલાંઠી વાળી જમણા પગ પર જમણો હાથ રાખો અને પંજા પર શિર ઝુકાવો પરંતુ ડાબો હાથ ડાબા પગ પર રહેવો જોઇએ.

## ૩૫ પૂર્વ તર્કાસન.

પલાંઠી વાળી બન્ને હાથને બન્ને પગ પર એવી રીતે ઉભા કરો કે કોણી ઘુંટણ પર રહે. બાદ માથું નમાવી બન્ને પંજા પર ઝુકો.

### ૩૬ અર્ધ્ધકૂર્માસન.

બન્ને પગને એકઠા કરી સૂઇ જાઓ. પરંતુ જમણો હાથ હાથ નાક પર રહે.

### ૩૭ ગરૂડાસન.

જમણા પગમાં ડાબા પગને મેળવીને અને ડાબા હાથમાં જમણો હાથ રાખીને જમણા પગે ઉભા થાઓ પરંતુ નાક બન્ને હાથની વચમાં રહેવું જોઇએ.

### ૩૮ વ્યાઘ્રાસન.

જમણા પગને વાળીને એની એડી પર બેસો ડાબો પગ ઉભો રાખો હાથ બન્ને પગના પંજા પર રહે.

### ૩૯ ત્રકોણાસન.

બન્ને પગને ફેલાવી એવી રીતે બેસો કે જમણા પગ પર જમણા હાથને ઉભો રાખી તેના પંજા પર માથુ રાખો, બાદ ડાબા હાથને ડાબા પગ પર લાંબો રાખો.

### ૪૦ પ્રાર્થનાસન.

બન્ને પગને પાછળ વાળીને ઘુંટણુ પર ઉભા રાખો. અને બન્ને હાથને જોડી દાઢીની સિધાઇમાં રાખો.

### ૪૧ દક્ષિણ પાદ ત્રિકોણાસન.

જમણા પગને લંબાવી પંજા આકાશ તરફ ઉભા રાખો આંગળી પૃથ્વી તરફ રહે ડાબા પગને જમીન પર રાખી દો બન્ને હાથને પેટ પર રાખો.

### ૪૨ પુર્ણપાદ ત્રિકોણાસન.

બન્ને પગને લંબાવી આંગળી પૃથ્વી તરફ રાખી એવી રીતે બેસો કે શરીરનો સંપુર્ણ બોઝ આંગળી પર રહે પરંતુ બન્ને હાથ પેટ પર રહે.

43 વામભુજાસન.

બા પગને પૃથ્વી પર રાખો અને જમણા પગને ઉભા કરો બે હાથ ડાબા પગ પર એવી રીતે રાખો કે દાઢી પંજા ર આવે પરંતુ જમણો હાથ ડાબા પગની એડી પર આવે.

૪૪ ભયંકરાસન.

લાંઠી મારી બેસો ડાબા હાથને આકાશ તરફ રાખો અને મણા હાથને પૃથ્વી પર રાખો.

૪૫ વામઅંગુષ્ઠાસન.

મણા પગની એડી પર એવી રીતે બેસો કે જમણા પગનો ંગુઠો પૃથ્વી પર રહે અને ડાબો પગ જમણા પગની ઉપર. ંતુ શરીરનો તમામ ભાર અંગુઠા પર રહે.

૪૬ ઉત્કષ્ઠાસન.

ન્ને ઘુંટણ નમાવી જમીન પર અધર ઉભા રાખો અને ન્ને હાથ લંબાવી પેટ પર રાખો.

૪૭ અંગુષ્ઠાસન.

ન્ને પગને વાળીને અંગુઠા પર બેસો.

૪૮ જયેષ્ઠકાસન.

થ પગ લંબાવી ચત્તા સુઈ જાઓ.

૪૯ વામ અર્દ્ધ પદ્માસન.

મા પગને જમણા પગના ઘુંટણ પર રાખી બેસો. પરંતુ મણો પગ ઉભો જોઇએ. હથેલીઓ જમીનને અડકેલી રહે.

૫૦ હસ્ત ભુજાસન.

ન્ને હાથની વચમાં પગને રાખીને હાથ વડે ગરદન પકડો.

૫૧ વામ વક્રાસન.

ન્ને પગને વાળીને ઘુંટણ પર એવી રીતે બેસો. કે જમણા : પર ડાબા પગની બાજુ અને જમણા હાથના પોંચા ડાબા હાથની હથેલી રહે.

### ૫૨ વામાસન.

પલાંઠી મારીને બેસો પરંતુ પગના પંજા પ્રત્યેક જાંઘથી દબાવો બન્ને હાથો પેટ ઉપર રહે.

### ૫૩ ત્રસ્તમાસન.

બન્ને પગને વાળીને ઘુંટણુ પર ઉભા રાખો હાથ બન્ને છાતી પર રાખો.

### ૫૪ અપાનગમનાસન.

જમણુા પગને ડાબા પગની જાંઘ પર રાખો અને ડાબા પગને જમણુા પગની જાંઘ પર. પરંતુ તળીઆં બહારની બાજુ રહેવાં જોઇએ બન્ને હાથ ડુંટી પર રહેવા જોઈએ.

### ૫૫ ચતુષ્કોણુાસન.

બન્ને પગને પાછળથી વાળી જમીન ઉપર બેસો અને હાથ પેટ પર રહે.

### ૫૬ કાર્મુકાસન.

જમણુા પગને ડાબા પગપર અને ડાબા પગને જમણુા પગ પર રાખો. બાદ સામેથી જમણુા હાથથી જમણુા પગના અંગુઠાને અને ડાબા હાથથી ડાબા પગના અંગુઠાને પકડો.

### ૫૭ કૂર્માસન.

બન્ને પગની એડી અધ્ધર રાખી પંજા ઉપર બેસો. બન્ને હાથ કમરપર રહે. પરન્તુ એડીઓનું તળીયું એક બીજાને સામે રહે.

### ૫૮ ગર્ભાસન.

બન્ને હાથોની વચ્ચે પગને રાખીને પલાંઠી વાળો, પછી બન્ને હાથ કાન પકડીને ખેંચો.

### ૫૯ એકપાદ વૃક્ષાસન.

બન્ને હાથની હથેલી પર માથું રાખી આકાશ તરફ થવા, બાદ

એક પગ વાલીને બીજા પગ જાંઘપર રાખો. એક પગ આકાશ તરફ ઉભો રાખો.

### ૬૦ હસ્ત વૃક્ષાસન.

બન્ને હાથ પર ઉંધા ઉભા રહો કે પગ આકાશ તરફ રહે. અને હાથોની કોણી આમ તેમ નીકળેલી રહે.

### ૬૧ મુક્ત વૃક્ષાસન.

હસ્ત વૃક્ષાસનની માફક બન્ને હાથ પર થાંભલાની પેઠે ઉભા થાઓ.

### ૬૨ પ્રૌઢાસન.

ડાબા પગને વાળીને તેવા પર બેસો. જમણા પગને ડાબા પગની જાંઘ પર રાખો. ડાબો હાથ ડાબી તરફ કમર પર અને જમણો હાથ જમણી તરફ ઉભો રહે.

### ૬૩ ઉપધાનાસન.

ડાબા પગને ખાંધપર રાખો અને જમણા પગથી ઉભા થાઓ.

### ૬૪ ઉર્દ્ધસંયુક્ત પાદાસન.

બન્ને હાથોની હેથેલીપર માથું રાખી, માથાની સિધાઈમાં ઉભા થાઓ. અને બન્ને પગના પંજાથી પલાંઠીની માફક મેળવવા જોઇએ.

### ૬૫ અપાનાસન.

પલાંઠી વાળી બેસી જાઓ અને બન્ને હાથને પ્રત્યેક જાંઘપર એવી રીતે રાખો કે કોણી બહાર નીકળતી રહે.

### ૬૬ મંડુકાસન.

બન્ને પગના પંજાને મેળવીને બેસો. પ્રત્યેક હાથની મુઠી વાળી પ્રત્યેક જાંઘપર રાખો.

### ૬૭ પર્વતાસન.

પલાંઠી વાળી એવી રીતે બેસો કે બન્ને હાથને માથાપર ઉભા રાખી, અને બન્ને વચલી આંગળીઓને મેળવો.

## ૬૮ શલભાસન.

પૃથ્વીપર એવીં રીતે સૂવો કે ગરદન ઉપર રહે. જમણો હાથ છાતીની નીચે ડાબો પગ જમણા પગની ઉપર રહે.

## ૬૯ કેકિલાસન.

બન્ને હાથની વચમાં પગને એવી રીતે રાખો કે જમણો પગ ડાબી કમરપર અને ડાબો પગ જમણી તરફ કમરપર રહે.

## ૭૦ લોલાસન.

પલાંઠી એવી રીતે મારો કે ડાબો પગ જમણી જાંઘપર અને જમણો પગ ડાબી જાંઘની પીંડળીની અંદર રહે.

## ૭૧ ઉષ્ટ્રાસન.

જમણા પગને ડાબા પગની પાછળ ઉભો રાખો. અને જમણા હાથથી અંગુઠાને પકડો. ડાબો પગ પાછળ રહે. અને મુખ પણ ડાબા પગની તરફ રહે.

## ૭૨ હંસાસન.

બન્ને હાથ પગને લંબાવીને સુઈ જાઓ. બન્ને પગના અંગુઠા અને હાથની હથેલીઓ પર કભાઈ અને કોણીઓને મેળવી ઉપર ઉઠાવો.

## ૭૩ પ્રાણાસન.

એવી રીતે બેસો કે ડાબો પગ ઉભો રહે, અને જમણો પગ ડાબા પગની પિંડલી પર રહે. ડાબા હાથને જમીન પર ટેકવો પરંતુ જમણો હાથ જમણા પગના ઘુંટણપર રહે.

## ૭૪ ખંજનાસન.

બન્ને પગને લિંગેન્દ્રિયથી અડાડો. પછી બન્ને હાથને જમીન પર ઉભા રાખો.

## ૭૫ ક્ષેમાસન.

એવી રીતે પલાંઠી વાળો કે જમણા પગની પિંડલી ડાબા પગની એડીપર અને હાથ દાઢીની નીચે રહે.

## ૭૬. સર્વાંગાસન.

બન્ને હાથને ચુતરો પર રાખી સુઈ જાઓ. અને પગને આકાશની તરફ ઉભા રાખો. અને કોણીઓ ઉપર રાખો.

## ૭૭ સમાનાસન.

પલાંઠી વાળી બન્ને હાથને પેટપર રાખી બેસો.

## ૭૮ ભુજંગાસન.

જમીનપર સુઈ બન્ને હાથની હથેલીઓથી કોણીઓ-વાળીને ઉઠો.

## ૭૯ પવનાસન.

બન્ને પગને પાછળ વાળીને હાથોને છાતીએ અડકાડો.

## ૮૦ ધનુષાસન.

જમણા પગને આગળ લંબાવો અને ડાબા હાથથી પગનો અંગુઠો પકડો અને જમણા હાથને પાછળ લઈ જઇ ડાબા પગને વાળીને અંગુઠો પકડો.

## ૮૧ પશ્ચિમતાનાસન.

બન્ને પગને લંબાવીને એડી ઉભી રાખો અને બન્ને હાથોથી પગને ખેંચો, માથું બન્ને હાથની વચમાં રહે.

## ૮૨ વામહસ્ત ચતુષ્કોણાસન.

ડાબા પગને વાળીને તેના પર બેસો જમણા હાથને હાથને માથાની પાછળ લઈ જઈ ડાબા હાથને ઉભા રાખીને પકડો અને ડાબા હાથની કોણીની વચમાં ડાબા પગના પંજાને પકડો.

## ૮૩ હસ્ત પાદાસન.

ઉભા રહીને કમરવાળો પછી બન્ને પગના અંગુઠાને બન્ને પગથી પકડો.

## ૮૪ વામ શાખાસન.

પલાંઠી વાળીને એવી રીતે બેસો કે પગના દરેક જાંઘથી દબાંયલા રહે અને બન્ને હાથ પેટની ઉપર રહે.

# શિશુ પ્રકરણ ૮ મું

## એકજ વખતમાં અનેક ગર્ભ.

श्लोकः—शक्रांवर्तवे पुनः वायुना बहु शोभिन्ते यथा
स्वंवह प्रत्यता ॥

શુક્ર અને આર્તવના જ્યારે વાયુના અધિક ખંડ ગર્ભમાં થાય છે ત્યારે એકજ વખતે અનેક બાળકોની ઉત્પત્તિ થાય છે. પરંતુ જો શુક્ર વધારે હોય અને વાયુ તેને વિભક્ત કરે તો અધિક પ્રમાણમાં પુત્ર ઉત્પન્ન થાય; જો આતવ અધિક બળવાન હોય અને તે સમયે ગર્ભસ્થ વાયુ વિભક્ત કરે તો કન્યાઓ; આ પ્રમાણે કુતરાં અને સુવર વગેરમાં એકજ વખતમાં અનેક બાળકો પેદા થવાનું છે.

## તત્કાલ ગર્ભ ધારણ લક્ષણ.

श्लोकः—लिंगतु संयोग भार्या यान्या बीजस्य संग्रहः ।
तृप्ति गुरुत्वं स्फुरणं शुक्रास्त्रावनुं बंधनम् ।
हृदय स्पंदनं तन्द्रा तृग्लानिर्लोम हर्षणम् ॥

યોનિમાં બીજનું બરાબર પડવું. તૃપ્તિ, કૂખમાં ભાર લાગવો ફડકવું, યોનિના મોઢાથી શુક્ર અને લોહીનું લહેવું બંધ થવું, હ્રદય સ્પંદન, તન્દ્રા, તરસ, ગ્લાનિ, રોમાંચ ઉભાં થવાં, એ લક્ષણ તરત ગર્ભ ધારણ કરનારી સ્ત્રીઓનાં છે.

## ગર્ભિણી ઉપચાર.

श्लोकः—उपचारः प्रियहितैर्भर्त्रा भृत्यैश्चगर्भधक् ।
नव नीत घृत क्षीरैः सदा चैनामुपाचरेत ॥

ગર્ભિણી સ્ત્રીને પતિ અને સેવકો દ્વારા પ્રિય અને હિતકારી

ખોરાક ( પથ્ય ) મળવો જોઈએ. એથી ગર્ભ બરાબર સ્થિત રહે છે. અર્થાત્ કસુવાવડ થઇ જતી નથી. ઘી, દૂધ અને નવનીતિ દ્વારા સ્ત્રીનાં હંમેશ ઉપચારો કરવા જોઇએ.

## ગર્ભિણી તજવાના પદાર્થોનું વર્ણન.

કસરત કરવી, મહેનત કરવી, વધારે મૈથુન કરવું; વધારે ભાર લઇને ચાલવું, નિયમ વિરૂદ્ધ સૂવું, ભારે કપડાં ઓઢવાં પહેરવાં, કઠણુને કકરા બીછાનામાં સૂવું. ઉદ્વેગ, શોક, બીક, ભય, ક્રોધ મળ મૂત્રાદિ રોકવું, ભૂખમાં રહેવું, વધારે ચાલવું, ગરમ પદાર્થો ખાવા, લાલ કપડાં પહેરવાં, તલાવ કૂવે જવું, પારકાના પડછાયા જોવા, દારૂ માંસનું સેવન કરવું, અઘટિત કર્મ કરવું, લોહીનું વહેવું, વમન, વિરેચન દ્વારા શુધ્ધી કરવી. આ બધાં કામોનો ત્યાગ કરવો જોઇએ.

## ગર્ભ આકૃતિ બીજા માસનાં લક્ષણ.

બીજા મહિનામાં ગર્ભ મોટો અને ગોળાકાર થાય છે. એ ઘનાદિ રૂપથી સ્ત્રી પુરૂષ નપુંસક થાય છે.

## ત્રીજા માસનાં લક્ષણ.

ત્રીજા માસમાં ગર્ભનાં પાંચ અંગ અર્થાત્ માથું, બે હાથ બે પગ તૈયાર થાય છે. બાદ કંઇક સુક્ષ્મ અંગ ઉત્પન્ન થાય છે. માથું થતાંજ ગર્ભના બાલકને ગર્ભમાં સુખ દુઃખનું ધ્યાન થાય છે.

## ચોથાથી સાતમા મહિના સુધીનાં લક્ષણ.

સુક્ષ્મ રૂપ ચોથા મહિનાથી પુરા રૂપમાં તૈયાર થાય છે. સાતમા મહિનામાં સંપૂર્ણ અંગ પરિપૂર્ણ થઈ ભાવયુક્ત ગર્ભને પુષ્ટિ મળે છે.

## આઠમા માસનાં લક્ષણ.

આઠમા માસમાં ગર્ભિણી અને ગર્ભ બન્નેની સમસ્ત ધાતુ

જલદીથી સંચારિત થાય છે. એથી કરીને કોઈ વખત ગર્ભિણીનો કોઈ વખત ગર્ભ હર્ષિત કે દીલગીર થયા કરે છે. જો બાલકમાં ઓજસ ન હોય તો તે જન્મે તો જીવતું નથી ઓજસ પદાર્થની અવસ્થામાં પણ ગર્ભિણીને જીવનમાં સંદેહ રહે છે.

## ગર્ભદ્વારા બાળકનું પોષણ.

બાળકની ડુંટીથી એક માંસની દોરી હોય છે, તે કંઠ ગાગંથી શરૂ થઇ ગર્ભિણીના હૃદયમાં મળેલી હોય છે જેને નાલ કે નાર કહે છે. ગર્ભિણી જે કંઇ ખાય છે. તેનો રસ બની આ નાલ દ્વારા ગર્ભ સ્થિત બાળકના ઉદરમાં જાય છે. જેથી તેનું સ્વાસ્થ્ય અને બળ પ્રાપ્ત થાય છે,

જો કોઈ શંકા કરે કે જો બાળક ગર્ભમાં આહાર કરે છે તો તેનાં મલમૂત્ર કયાં જાય છે તો તેની શંકાનું સમાધાન કેવળ એજ કે બાળકે તો માત્ર ગર્ભિણીના આહારનું બનેલો રસ તેનું પાન કરેલું છે તેનું મલમૂત્ર બનતું નથી.

## પ્રસવકાળ.

આઠમ મહિનાની અંતથી પ્રથમ દિનથી બારમા માસ સુધી પ્રસવકાળ રહે છે. જો બાર માસ પછી પ્રસવ ન થાય તો કંઇને કંઈ વિકાર અવશ્ય માનવો. એથી કરીને નવ માસ પછી પ્રસવ કરાવવા માટે રૂનું પુમડું ઘીમાં મેળવી ગર્ભિણીની યોનિમાં દરરોજ રાખવું જોઈએ. અથવા વાયુનાશક ઔષધિના કવાથને ઠંડો પાડી સ્નાન કરાવવું નવ માસથી પ્રસવ ન થાય ત્યાં સુધી પ્રતિદિન ગર્ભિણીએ તેલ મર્દન કરવું જોઈએ. જેથી લાભ છે અને તે. ગર્ભિણીને સૂખપુર્વક બાળક જન્મ થાય છે.

## સુતિકા ગૃહ લક્ષણ.

નવ માસથી પહેલેથીજ ગર્ભિણીની ફરજ છે કે તે સૂતિકાગૃહમાં-જેને સૂતિ વિદ્યાના જાણકારે ક્રિયાપવક પુર્વ યા પાશ્ચમ તરફ પ્રશસ્તિ ભૂમિમાં પ્રસૂત સામગ્રી સહિત નિર્માણ કર્યું હોય. પુષ્પ નક્ષત્ર દિવસથી રહેવાની શરૂઆત કહેવી જોઈએ. અને મનમાં સંતાનોત્પતિ નીજ ઇચ્છા રાખ્યા કરવી. પ્રસૂતિનો અનુભવ હોય તેવી સ્રીઓ સાથે વાતો કરવી પ્રસન્ન રહેવું વગેરે.

## પ્રસવ સમયનાં લક્ષણ.

બાળક પેદા થવાના સમયને પ્રસવકાળ અને ગર્ભિણીને આસન પ્રસવા કહે છે, પ્રસવકાળે હર્ષનો ક્ષય; કુક્ષા નેત્ર શિથીલ, નીચેના ભાગમાં ભાર પણ અરૂચિ, મોઢેથી લાળ પડવી. થોડા થોડા વખતે મૂત્રનું જવું, હૃદય, પેટ, કમર, પીઠ વગેરે ઉંચા અંગોમાં વેદના તથા યોનિ ફાટવી એવાં લક્ષણ જણાય છે. ગભ નીકળતી વખતે જે વેદના થાય છે તને ગર્ભ વેદના કહે છે ,ઘણું કરીને સ્રીઓ તેને દરદનું આંવવું કહે છે. પ્રસવ પછી યોનિમાંથી પાણી પડે છે. તેને ગર્ભાદિક કહે છે.

## પ્રસવકાળ શુળ નિવારણ વિધી.

બાળક જન્મયા પછી જો પ્રસવ શૂળ થાય તો તેને ખાટલા પર સુવાડી. વાયુદ્વારા જે ગર્ભની પીડા થઇ રહી હશે તે પીડા નષ્ટ કરવા માટે યોનિના મુખપર તેલ લગાડવું. પછી ગર્ભિણીને નીચેની તરફ ધીમે ધીમે યથાશક્તિ જોર કરવું. જો શૂળ વિના જોર કરશે તો કુસમય મળ મૂત્ર નીકળી પડશે, જેને લીધે બાળકને શ્વાંસ, ખાંસી વગેરે રોગ થશે. આ શૂળ કષ્ટના નિવારણ માટે આંખો પર પાણી લગાડવું અથવા મોઢથી વાયરો નાંખવો. યોનિ માર્ગમાં સાપની કાંચ-

બીની ધુણી કરવી અથવા સૂર્યમુખી હાથ પગે બાંધો. પછી જમણા હાથે ગર્ભિણીની ડુંટીના ઉપલે ભાગે અને ડાબા હાથથી પીઠ પકડી હલાવવું કમરમાં વારંવાર એડીથી ચોટ લગાડવી. અથવા વાળની બત્તી બનાવી તાળવે અને કંઠે રતાડે અથવા ભોજપત્ર, સાપની કાંચરી, તુંબી સરસવ એનો લેપ ચોનીની ચારે તરફ કરવો.

## પ્રસૂતાની ચિકિત્સા.

આહાર વિહારથી ઉત્પન્ન થયેલા બાળકોનાં બાલોપચારથી સ્ત્રીઓ પાલનપોષણ કરે. જો પ્રસૂતાને ભુખ લાગે તો પિપળ પિપળી મૂળ, ચવ્ય, ચીતા, સૂંઠ, વગેરેનું ચુર્ણ કરી ઘી કે તેલમાં મેળવી ચટાવવું એને કૌલ ચુર્ણ કરે છે. ત્યારપછી ગરમ પાણીમાં મેળવી અથવા વાયુનાશક ઔષધીઓ આપવી એથી કુપથ્ય નહિ થાય. અને અશુદ્ધ લોહી શુદ્ધ થશે. બે ત્રણ દિવસ આ પ્રમાણે કર્યા કરવું. સ્નેહ પાન સ્ત્રીને અનુકુળ નહોતે સ્નેહ પાનનો ત્યાગ કરી અન્ય સમસ્ત વિધિનું પાલન કરે.:એવી સ્ત્રીઓને ગરમ ગોળ પાણી કરાવી તેના જઠરને તેલ અથવા ઘી લગાડી કપડાથી ઢાંકી દેવી.

## પ્રસુતા સ્નાન વિધિ વર્ણન.

સો વખત ધોએલા ઘીને પ્રસૂતાની નાભિની ચારે તરફ ચોપડી, કમળ, ચંદન, ક્ષીર, છાલના ગરમ પાણીથી સ્નાન કર વવું કમોદની, કમળ, કેસર, ઉત્પલ, મેથી, મધમાં મેળવી ચટાડવી અથવા માખણ કસેરૂ યા સિંઘાડો ખાવો, અથવા કમળ, કમળનાળ, ગુલર નાખી દુધ મેળવી પીવું. સાઠીચાવલ, કંકોલી મુલહઠી, બાલા, ઇક્ષ મૂગ સાથે ગરમ દુધ હિતકારી છે.

## ગર્ભપાત પર ઈલાજ.

જો અચાનક કોઇ સ્ત્રીનો ગર્ભ ગરી જાય, તો યથા શક્તિ તિક્ષણુ દારૂનું સેવન કરાવવું જેથી કોષ્ટ શુદ્ધિ અને ગર્ભ-સ્રાવ વેદના મટી જશે. મદ્યપાન ન કરનારી સ્ત્રીઓ માટે પંચકોલ હિતકારી છે. જેટલા દિવસનો ગર્ભ પડી ગયો હોય તેટવા દિવસ ઘી વિના અને મીઠું, કાળાંમરી, ચીતા વગેરે જઠરાગ્નિ વર્ધક ઔષધિ આપવી જોઇએ. જેથી ત્રિદોષ શુદ્ધ થઈ બળ વધશે.

## બાળક પ્રથમ દિવસ.

જે વખતે બાળક પૃથ્વી પર જન્મે તે વખતે પ્રસવ કાળનું દુઃખ નિવારવા માટે સિંધવ મીઠું ઘીમાં મેળવી લગાડવું.

## નાળ કાપવાની વિધિ.

તરતના જન્મેલા બાળકની નાભિ નાડીને સુતરથી ચાર આંગળ રહેવા દઈ કાપવી બાંધેલું સુતર છોડી નાખી બાળ-કના ગળે બાંધી દેવું. નાભિ પર તેલ ચોપડવું. સર્વ પ્રકા-રનાં ચંદન વગેરે પદાર્થોનો કવાથ બનાવી ચાંદી કે સોનું ગરમ કરી કવાથમાં નાખવું. ગરમ થયા પછી કવાથથી નાભિને સેક કરવો.

## તાલવું ઉઠાવવાનો યત્ન.

જમણા હાથની તજની આંગળીથી બાળકનું તાળવું ઉંચું કરી, માથા પર તેલનું ભિંજાવેલું કમડું રાખવું ત્યાર પછી બ્રહ્મી, બચ, શંખ, પુષ્પ, ઘી, મધ મેળવી નાના મરી જેવી ગોળી કરવો બાળકને ચટાડવી જેથી બુદ્ધિ અને આયુષ્યવધેછે.

## સારા દુધની ઓળખાણ.

બાળકને માતાનું દુધજ પીવાડવું કેમકે તેજ બાળકના ઉત્તમ પુષ્ટિકારક છે. જો કોઈ કારણથી માતાનું દુધ ન મળે તો દુધ પીવાડવાની ખાતર ધાવ રાખવી. એ ધાવ નિરોગી,

બ્રહ્મચર્યવાળી વર્ણ અને સ્વભાવમાં સરસ બાળક પર સ્નેહ રાખવાવાળી, પ્રૌઢા, જેનાં બાળક ન જીવતાં હોય તેવી આદરપુર્વક રાખવી. કેમકે વિપરિત આચરણવાળી ધાવ રાખવાથી બાળકનું પોષણ સારી રીતે થતું નથી. અથવા એવી ધાવનું દુધ લાભકારક નથી.

### બાળકનું પ્રથમ દિવસનું કામ.

ઉત્પન્ન થયા પછી સ્નાન કરાવી મધ ને ઘી, દુરાલભામાં મેળવી સોનાની સળીથી બાળકના જીભ પર ૐ શબ્દ લખવો.

### છઠ્ઠી રાત્રાની વિધી.

છઠ્ઠી રાત્રીએ બાળકની રક્ષાર્થે મંગળકાર્ય કરવાં, ઘરના સર્વજને મધુર ગીત ગાવાં. અને રાત્રી ભર જાગરણ કરવું.

### નામ કરણ સંસ્કાર.

જન્મ દિવસથી અગીઆરમા, એકસો એકમા દિવસે અથવા બીજા વર્ષના પહેલા દિવસે નામ પાડવું જોઇએ. જો પ્રથમ અક્ષર હોય તો બે કે ચાર અક્ષરોનો સાર્થક શબ્દ લઈ પાંચ વર્ગના બબ્બે અક્ષર છોડી જેમાં ત્રીજો, ચોથો, પાંચમો જોડી દેવો એ ચાર વર્ણમાંથી એક નામ અવશ્ય રાખવું. પુત્રી હોય તો એક ત્રણ, પાંચ અક્ષરનું નામ રાખવું. નામ પાડતી વખતે એ અવશ્ય ધ્યાનમાં રાખો કે નામ એટલું લાંબુ ન થઈ જાય, જે બોલાવવામાં ખરાબ લાગે—પડે. પરંતુ અગીઆરમા દિવસે અવશ્ય મકાનને શુદ્ધ કરી પોતાની શક્તિ અનુસાર બ્રહ્મ ભોજન, ગરીબોને દાન અવશ્ય કરવું જોઇએ જો નહી કરો તો જાતિથી પતિત બનશો.

### બાળક માટે વર્જિત સ્થળ.

સખત તાપ, સખ્ત હવા, વધારે ગરમી કે ઠંડી, ખુબ

અંધારૂં વરસાદ, ધુમાડો, નિર્જન સ્થાન પર બાળકને લઈ જવો. એ સારૂં નથી.

### ચુડા કર્મ:—( ક્ષોર કમ )

જ્યારે બાળક ત્રણ કે પાંચ વર્ષનો થાય ત્યારે ક્ષૌર કર્મ કરાવવું.

### યજ્ઞોપવિત સંસ્કાર.

વેદાનુસાર બ્રાહ્મણ બાળકને આઠમે વરસે, ક્ષત્રિયને અગીઆરમે વરસે, વૈશ્યને બારમે વરસે, અવશ્ય મનુસ્મૃતિ અનુસાર યજ્ઞોપવિત સંસ્કાર કરાવવો જોઇએ યજ્ઞોપવિત વિના બાળક શુદ્ર સમજવો.

# સર્વોપયોગી પ્રકરણ ૯ મું.

### માતાનો પુત્રીને ઉપદેશ

જે સમયે પુત્રીને સાસરે વળાવાય છે. ત્યારે માતાએ નીચેનો ઉપદેશ પુત્રીને આપવો.

(૧) સાસુ સસરાની આજ્ઞા પાળવી. (૨) સદા પતીની આજ્ઞા માનવી. (૩) સાસુને માતા કરતાં અધીક ચાહવી. (૪) પતિની ભુલ માટે ક્રોધ કરવો નહિ. (૫) જુઠું બોલવું નહિં કે ક્રોધ કરવો નહિ. (૬) સૌ કરતાં પહેલાં ઉઠવું ને છેવટ સૂઇ જવું. (૭) કોઈ પ્રકારનું વ્યસન કરવું નહિ. (૮) સાધુ સન્યાસીઓ પાસે જવું નહિ. (૯) જ્યાં સુધી પચાસ વર્ષની વય ન થાય ત્યાં સુધી કોઇપણ સભામાં ન જવું. (૧૦) યુવાન વયમાં યુવક પુરૂષનો સંગ ન કરવો. (૧૧) બાપના ઐશ્વર્યની સસરામાં મોટાઈ ન ગાવી. (૧૨) સસરા પક્ષ સાથે કંકાસ ન કરવો, વૈર ન કરવું.

## પતિવ્રતા પત્નિનું કર્તવ્ય

જે સમયે પતિ પરદેશ જાય તે સમયે પત્નીએ નીચે લખેલી હકીકત પ્રમાણે વર્તન કરવું. (૧) પતિ આવતા સુધી સર્વ નિયમો પાળવા. (૨) અલંકાર અને પતિને ગમતાં વસ્ત્ર ન પહેરવાં. (૩) જ્યાં સુધી પતિ પરદેશથી ન આવે ત્યાં સુધી સાદાં વસ્ત્રોથી શરીર ઢાંકવું. (૪) હાથમાં કંકણ અને કપાળમાં કંકુનો ચાંલ્લો કરવો. (૫) જે વસ્તુઓ પતી સોંપી ગયો હોય તેની પુર્ણ સંભાળ રાખવી. (૬) આવક કરતાં ખર્ચ અધીક ન કરવું. (૭) સર્વ સાથે સંપ રાખવો. (૮) સુગંધિત પદાર્થો મેળી સ્નાન ન કરવું. (૯) હંમેશ ઈશ્વર ભજન કરવું ને તેની પાસે પતિની કુશળતા ઈચ્છવી. (૧૦) સાસુ સસરાની આજ્ઞા વિના નાટક કે બીજા ઘરમાં જવું નહિ. નિયમો પતિવૃતા સ્ત્રીઓ માટે છે, એ વિરૂદ્ધ જે સ્ત્રીના ગુણો હશે તે પતિવૃતાં નથી.

## દિશાગમન વિચાર

સોમવાર, શનિવારે પુર્વ; રવિવાર, શુક્રવારે પશ્ચિમ, મંગળ બુધવારે ઉત્તર; અને ગુરૂવારે દક્ષિણ દિશા તરફ જવું નહિ કેમકે ગમન કરવાથી નુકશાન કરવા સંભવ છે.

દિશાગમન વખતે જો જન્મનો ચન્દ્ર તે દિવસે આવી જાય તો જન્મતિર્થ સ્થાન, સંગ્રામ પ્રસ્થાન, વિવાહ સંસ્કાર, પ્રદેશ ગમન. નવિન ઘરમાં નિવાસ કદાપિ ન કરવો.

## યોગિની ફલવર્ણન

જો પીઠ પાછળ કે ડાબી બાજુ યોગિની આવી પડે તો ઈછીત ફળ પ્રાપ્ત થાય. સામી બાજુએ કે જમણી તરફ આવી પડે તો ધન હાનિ કે મૃત્યુ થાય.

### ચંદ્ર ફલવર્ણન

જોચંદ્રમા સામો આવે તો લાભ, પીઠ પાછળ આવે તો મૃત્યુ. જમણી તરફ તો ધનનું સુખ અને ડાબી તરફ પડે તો ધનનો નાશ થાય.

### ચોરાયલી કે ખોવાયલી વસ્તુની તપાસ

જો કોઈ વસ્તુ મઘા નક્ષત્રથી ઉત્તર ફાલ્ગુન સુધી ખોવાય તો જલદી મળી જશે હસ્તથી ધનિષ્ટા સુધી ખોવાય તો લેનારો આપશે નહિ. સતભિષાથી ભરણી સુધી ખોવાય તો ઘરમાં તપાસ કરો. ત્યાંથી મળી શકશે. જો કૃતિકાથી શ્લેષા નક્ષત્ર સુધી ખોવાય તો કદાપી મળશે નહિ.

### કાળચક્ર ગુણ વર્ણન

યાત્રા વખતે જો કાળ જમણી તરફ કે સામે હોય તો યાત્રા ન કરવી. પરંતુ સંગ્રામ માટે જવું લાભ છે. કાલસ્થાન શનિ અને શુક્રવારે પુર્વ કે અગ્નિકોણમાં, ગુરૂવારે દક્ષિણમાં મંગળ અને બુધવારે પશ્ચિમ અને રવિવાર, સોમવારે ઉત્તરમાં સમજવો જોઈએ.

### પુરૂષ અંગ ફડકવાનું લક્ષણ

જે પુરૂષની ભમર અને નાકના વચલો ભાગ ફડકે તો સ્ત્રી સમાગમ, આખોનો વચ્ચેનો કે છેવટનો ભાગ ફડકે તો ધન પ્રાપ્તિ; કાનથી સુંદર વાર્તા સંભળાય, નાસિકાથી આનંદ મળે, કાંધથી ધનધાન્ય વધે, હાથથી મિત્ર મેળાપ, પીઠથી સંગ્રામમાં હાર, સ્તનથી સહવાસ સુખ, ડુંટીથી પોતાના દેશનો નાશ, લિંગેન્દ્રિયથી સુંદર સ્ત્રીનો મેળાપ થાય, ડુંટીના મધ્ય ભાગથી અધિક સ્ત્રીનો સમાગમ થાય. જાંઘથી હાનિ કપાળથી સ્ત્રી પ્રાપ્તિ, હોઠથી ભોજન પ્રાપ્તિ, હાથથી

ધન પ્રાપ્તિ, હૃદયથી જીત પ્રાપ્તિ, કટિથી પ્રસન્નતા, કુખ કે ગુહ્યથી સવારી મળે, ફોતથી પુત્રની ઉત્પત્તિ, ઘુંટણથી શત્રુ મિલાપ, પગનાં તળીઆંથી યાત્રામાં ધનનો લાભ થાય.

### યાત્રાનો ઉત્તમ યોગ

જે સમયે યાત્રા કરવાને પુણ વિચાર થાય ત્યારે તિથિમાં પડવાથી, દિવસે રવીવારથી અને નક્ષત્રમાં અશ્વિનીથી અને પોતાના નામના અક્ષર એ બધા અંક ગણી, એકત્ર કરો પછી યોગ ફલમા છનો ભાગ કરો જો કંઈ શેષ રહે તો જાણો કે યોગ ઠીક છે. બીજી વખતે ત્રણે ગુણી આઠે ભાગો ફરી ચારે ગુણી આઠે ભાગો. એ બેય વખત જો શેષ વધે તો શુભ મળે જો કંઈ શેષ ન રહે તો અતિ કલેશ સહેવો પડે. એથી કરીને યાત્રામાં ન જવું.

### તજવા યોગ કાર્ય

શુક્ર અને બ્રહસ્પતિના અસ્ત વખતે, કુવો, સરોવર, બાગ, નુતન ઘર, વિવાહ સંસ્કાર, ઉપનયન, તીર્થયાત્રા, જાપ, નામ સંસ્કાર, રાજતિલક ઈત્યાદિ શુભ કામ ન કરવાં જોઈએ. અને (લૌંદ) મહિનામાં પણ શુભ કામ ન કરવું.

### વિવાહ માસ ફલ વર્ણન

ભારત વર્ષમાં તો પંડિતો ઘણી રીતે શોધ કરી વિવાહની તીથિ નક્કી કરે છે. પણ વિલાયતમાં આ જ્યોતિષ શાસ્ત્રનો જરા પણ સહાયતા લેતા નથી પણ તે લોકો નીચે લખેલા પ્રમાણે મહિના ફળ જાણે છે.

(૧) જાનેવારીની સ્રી ગૃહકાર્યમાં નિપુણ હોય છે. (૨) ફેબરૂઆરીની સ્રી સરસ અને વહાલા ફેશન. (૩) માર્ચની સ્રી કજીઆ ખોર અને ઉડાઉ. (૪) એપ્રીલની સુંદરને સુખ

આપનારી. (૫) મે ની સુંદર અને પ્રસન્ન ચિત્તવાળી. (૬) જુનની ઉદાર સ્વભાવની. (૭) જુલાઈની કડક મિજાજની. (૮) ઓગષ્ટની સરળ સ્વભાવની, પરિશ્રમી, (૯) સપ્ટેમ્બરની મિલનસાર, ગૃહકાર્યમાં હોશિયાર. (૧૦) ઓક્ટોબરની સુંદર, સુઘડ, ને પ્રેમાળ. (૧૧) નવેમ્બરની સ્ત્રીનો સ્વભાવ ચીડીઓ. (૧૨) ડીસેમ્બરની સ્ત્રીને ગીત, નાચ, તમાશા અને સભામાં જવું અતિપ્રીય હોય છે.

મૃતવત્સા, વાંઝણીનો પુત્ર જીવતો રહે તેનો ઉપાય.

મંત્રઃ—ૐ પરમ બ્રહ્મ પરમાત્માને અમુકી ગર્ભે દીર્ઘજીવિ સુતં કુરૂ કુરૂ સ્વાહા.

વિધિઃ—જેઠ કે માગશરની પુર્ણિમાએ શુભવાર, નક્ષત્રનો વિચાર કરી ઘર લીંપાવી, તોરણ વગેરે શુભ કાર્યો કરી દુર્ગા દેવીનું પુજન ધુપ; દીપ, નૈવેદ્યથી શાસ્ત્રાનુસાર અને ઉપરોક્ત મંત્રનો ૧૦૮ વખત જાપ કોઈ કુલિન બ્રાહ્મણ પાસે કરાવવો. ત્યા પછી દેવીનો યજ્ઞ સમાપ્ત થાય ત્યારે યથાશક્તિ બ્રહ્મ ભોજન. અને દક્ષિણા આપવી તેથી તેને પુત્ર થશે, ને તે જીવતો રહેશે. (વૃ-ઈ-પૃ-૩૭૪)

ચંદ્રસ્વરમાં કરવા લાયક કામ.

નવામંદિરની પ્રતિષ્ઠા, દાન આપવું, યજ્ઞોપવિત કરવું, નવા આભુષણ વસ્ત્ર પહેરવાં, રાજા કે કોઈ સત્પુરૂષની મિત્રતા કરવી, યોગાભ્યાસ કરવો, વિદ્યારંભ કરવો, વગેરે શુભ કાર્ય ચંદ્રસ્વરમાં કરવાં તે લાભદાયક છે.

સુર્ય સ્વરમાં કરવા યોગ્ય કામ.

દેવતાઓની સેવા, પ્રાર્થના પત્ર મોકલવું. શત્રુ ઉપર ચઢાઈ કરવી, રોગીને દવા આપવી, સ્ત્રીને રૂતુદાન આપવું, વેપાર કરવો જલતરંગીણી વિદ્યા શીખવી, પૈસા ધીરવા, એ બધાં કામ સૂર્યસ્વરમાં કરવાથી પુર્ણ થાય છે.

### સ્ત્રી વશીકરણ.

સ્ત્રી વશીકરણમાં પોતાની સ્ત્રી વશ કરવાનો અભિપ્રાય છે, નહિ કે પારકી સ્ત્રીને. પારકી સ્ત્રી માટે તો 'પરદારેષુ માતૃવત્' એ પ્રકારે સ્ત્રીને પતિએ વશ રાખવી એનું નામ વશીકરણ કહેવાય છે. કોઇની સ્ત્રી ખીજાયલી રહેતી હો તો હમેશાં તેને સંતુષ્ટ રાખવાને યત્ન કરવો જોઇએ. તો તે વશ થઇ જશે. સ્ત્રીને વશ રાખવી બહુ સહેલી વાત છે. જો તેમ બને તો પછી એમ કરવું કે જ્યારે પોતાનો જમણો સ્વર ચાલતો હોય ત્યારે જો સ્ત્રી સાથે વાતચીત કરવી. થોડા દિવસ વીત્યાબાદ તે વશ થઇ જશે ને આજ્ઞા પ્રમાણે કામ કરશે.

## શાકના ગુણો પ્રકરણ ૧૦ મું.

### બથવાના ગુણ.

આ શાક પાચક, મળ સાફ, કરનાર, બરોળ, પિત અને ત્રિદોષમાં લાભકારક છે.

### પાલકના ગુણ.

આ શાક પણ પાચક અગ્નિ પ્રદિપ્ત કરનાર ઠંડુ છે, સારૂં, વિષ દોષ નાશ કરનાર છે.

### મુળાના પત્તાના ગુણ.

તાજાં પાનનો ગુણ હલકો અને ગરમ છે. કાચાં પાન ખાવાથી કફ અને પિત્ત વધે છે. ગુજરાતી અને કાઠીઆવાડીઓ આ પાતને છેલમાં વઘારીને ખાય છે.

### પરવલના ગુણ.

પરવલના સેવનથી બળ વૃદ્ધિ અને કામદેવની તેજી વધે

છે. ફળના શાકમાં સર્વોત્તમ શાક આ છે. ખાંસી, ત્રિદોષને સનેપાતને નાશ કરે છે.

### રીંગણાંના ગુણ.

ધોળાં રીંગણ ખાવાથી ચરમ રોગ વધે છે. પરંતુ કાળાં રીંગણાં નિંદ્રા આણનાર, તથા પુષ્ટિ દાયક છે, બન્ને પ્રકારનાં રીંગણ ગરમ અને પાચક છે.

### કારેલાંના ગુણ.

કારેલાંનું શાક કડવું, પિત્ત શાંતિ કરનાર અને અગ્નિદિપક છે અને એનું શાક અરૂચિ અને જ્વર રોગમાં પથ્ય તરીકે અપાય છે.

### ગલકાંના ગુણ.

આ શાકનો સ્વાદ મીઠો અને જ્વરમાં પથ્ય તરીકે અપાય છે. વાત અને પિત રોગનો નાશ થાય છે.

### કોળાના ગુણ.

એનું શાક ખાય છે. અગ્નિ દીપક, મુત્રાશય શુદ્ધ કરનાર અને પિત્ત નાશક છે.

### કાકડીના ગુણ.

કાચી કાકડી સિંધવ મીઠું અને કાળાં મળી સાથે ખાવાથી પાચક છે. પાકી કાકડીનું શાક ખાય છે. જે પિત્ત અને મન્દાગ્નિને વધારે છે.

### કાકડીના ગુણ.

કાચી કાકડી ખાવાથી દસ્ત સાફ થતો નથી. પિત્ત નાશક છે. પરંતુ અધિક સેવન કરવાથી ગ્રીષ્મઋતુમાં કોલેરા ઉત્પન્ન થાય છે.

### વાલોળના ગુણ.

એનું શાક બટાટા સાથે મેળવીને થાય છે. જે

લાભકારક છે. ખાસ કરીને જાતે વાલોળ ઠંડી અને ભારી છે એનાથી વાયુ રોગ ઉત્પન્ન થાય છે.

ગવાર ીંગના ગુણ.

આ શીંગ ભારે ને કફકારક છે. દસ્ત અને પિત્તને હરનાર છે. જ્યાં સુધી તેમાં બીજ ન બંધાય ત્યાં સુધી શાક સ્વાદિષ્ટ થાય છે. તેના વધારમાં તેલ ખાસ કરીને વપરાય છે.

બટાટાના ગુણ.

બટાટાનું શાક ગરમી વધારનાર, બળ વર્ધક, વિર્યને દુધ વધારનાર, ઘી સાથે ખાવાથી રક્તપિત નાશક છે ભાડમા બાફી ખવાય છે.

મુળાના ગુણ.

કાચાં મૂળા ખાવા લાભકારક છે. તેની ઉપરનો ભાગ છોડું ભારે અને તીખો છે. નાકના રોગમાં ગુણ કરે છે. તેના નાના નાના કડકા કરી જો શેરડીના સરકામાં મેળવી ઉપરથી સાજી ખાર અને હીંગ મેળવો આઠ દિવસ પચાવી, ખાય તો વાયુગોળો ને પેટનાં દર્દ મટાડે છે.

ગાજરના ગુણ.

ખાજ, ખુજલી વગેરે જેટલા રક્ત વિકારના રોગ હોય, તે બધામાં હાનિકારક છે, પરંતુ ગાજરનો મુરબ્બો ખાવાથી અધિક પુષ્ટિ મળે છે. તે કાચાં પણ ખવાય છે. સ્વાદે મીઠાં હોય છે. તે બે પ્રકારનાં છે. ધોળાં ને કાળાં.

દુધના ગુણો.

મીઠું, ઠંડું, દસ્ત સાફ લાવનાર, બળને વિર્યની વૃદ્ધિ કરવાની મૈથુન કર્યા બાદ દુધ પીવાથી બળ તેટલું ને તેટલું જ રહે છે. દરેક રોગમાં દુધનું પથ્ય અપાય છે. પરંતુ પર-

મીયામાં હાનીકારક છે. જે માણુસ મલાઈ બનાવી પીએ છે તેને કદાચ ગ.ઠોના રોગ થાય છે. ભુખ્યા બાળકનું પેટ તેથી તરત ભરાય છે. અને તે બાળકના દરેક અંગને પુષ્ટિકારક છે. પરંતુ કાળી ગાયનું દુધ ગુણકારી, લાલનું દુધ પિત હરનાર ધોળાનું કંઈ
વધારનાર, તરત વિયાયેલી ગાયનું દુધ ત્રિદોષ ઉત્પન્ન કરે છે. થી અધિક વિશેષતા એ છે કે તેના જેવી વિર્ય વધારનારી ઔષધિ બીજી કાઈ નથી.

### ભેંસના દુધના ગુણ.

ભેંસનું દુધ ગાયના દુધના ગુણને મળતું છે. પરંતુ ભેંસનું દુધ ગાયના દુધ કરતાં વધાર મીઠું, જાડું, અને વીર્ય, નિંદ્રા રોગીને ભેંસનું દુધ અપથ્ય છે.

### બકરના દુધના ગુણ.

તેનું દુધ ઠંડુને હલકું છે. પરંતુ તે દુધમાં કંઈક ગંધ આવે છે. જેથી દરેકને પસંદ પડતું નથી. રક્તપિત, અતિસાર અને જ્વર રોગમાં તે પથ્ય છે.

### ઘેટાના દુધના ગુણ.

ખારૂં, ગરમ, અને પથરીને નાશ કરનાર છે. પિત્તાને ઉત્પન્ન કરે છે. પરંતુ શીત જ્વરમાં તેનાથો માલીસ કરે છે.

### સ્ત્રીના દુધના ગુણ.

બાળકને જેટલું સ્ત્રીનું દુધ લાભદાયક છે, તેટલું કોઇનું નહિ. કેમકે તે દુધ ઠંડુને ઘણું પાચક છે.

દરેક પશુના દુધને ગરમ કરી જ્યારે ઠંડુ થાય ત્યારે તેમાં સાકર કે ખાંડ નાખી પીવાથી લાભદાયક છે. ગરમ દુધ પીવાથી મોંમાં છાલાં પડી જાય છે. કાચું (ઠંડુ) દુધ શરદી અને આમ ઉત્પન્ન કરે છે. દુધમાં દુધ કરતાં અર્ધ પાણી નાખી મેળવીને પીવાથી અધિક લાભ થાય છે.

## ઘીના ગુણ.

દરરોજ દાળ, શાકમાં ઘી ગરમ કરીને નાખીને જોઇએ. એ પ્રમાણે ખાવાથી આંખોનું તેજ, વીર્ય, બુદ્ધિ, બળ. કાન્તિ વધે છે. મળ સાફ કરે છે. મંદાગ્નિને દુર કરે છે. પરંતુ જ્વર, કોલેરા અને કફમાં નુકસાન કરે છે થાકમાં તાજું ઘી ખાવાથી લાભ છે. મૂર્છા, કોઢ. બાદી અને તિમિર રોગમા એક વર્ષનું જુનું ઘી ખાવાથી લાભ છે. શ્વાસના રોગીને બકરીનું એક વર્ષનું જુનું ઘી લાભ કરે.

## ગાયના માખણના ગુણ.

ગાયનું તાજું માખણ, બળવર્ધક, અગ્નિ દિપક છે. દસ્તને રોકે છે. વાયુ, પિત ખાંસીના રોગમાં લાભદાયક છે. સવારમાં સાકર મેળવી ખાવાથી આંખોનું તેજ વધારે છે. પરંતુ ભેંસનું માખણ ભારે અને કફ કરનાર છે. દાહ અને પિતનો નાશ કરે છે. અને વીર્યને વધારે છે.

વાસી માખણ ખાઇ ને ખાટું થઈ જાય છે. એ ખાવાથી કોઢ, કફ અને વમન રોગ ઉત્પન્ન થાય છે, જેથી તેનું સેવન કરવું નહિ.

## દહીંના ગુણ.

દહીં બરાબર મળેલું હોય તેમાં મીઠું, કાળાં મરી, સફેદ જીરૂ, અને હીંગ વાટીને મેળવી, ખાવાથી લાભ છે. વળી તેમાં ખાંડ કે સાકર નાખીને પણ ખાય છે, આંબળાં સાથે દહીં ખાવાથી કફ દુર થાય છે. ગોળ સાથે દહીં ખાવાથી તાકાત આવે છે. અને વાયુ હઠાડે છે.

## છાસના ગુણ.

દરરોજ છાસનું સેવન કરનાર કોઇ દિનરોગી થતો નથી. મીઠી અને વાયુનાશક છે. મીઠુ નાખી ખાવાથી અગ્નિ વધારે છે. અને કફનો નાશ કરે છે. ખાસ કરીને સંગ્રહણીમાં ગાયની છાસ પીવાડવાથી અધિક લાભ થાય છે. વશાખ, જેઠને કારતક મહિનામાં છાસ ન પીવી જોઇએ. પીવાથી અનેક રોગ ઉત્પન્ન થાય.

# ફળ પ્રકરણ ૧૧ મું.

## પાકેલી કેરીના ગુણ.

પાકી કેરી વીર્ય કાન્તિ અને બળ વધારે છે. પરંતુ કંઈ કફ પણ ઉત્પન્ન કરે છે. એથી થોડી સુંઠ મેળવીને ખાવી.

## દાડમના ગુણ.

મીઠું દાડમ વાત, પિત્તને કફનો નાશ કરે છે. પરંતુ ખાટું દાડમ હાનિકારકછે. કાબુલનાં દાડમ સઉ કરતાં સરસ હોયછે.

## કેળાનાં ગુણ.

કેળાં પચવામાં ભારે હોય છે. જો કે પાકાં ખાવામાં આવે છે. તરસ પિતા કફત વિકાર, પ્રમેહ અને નેત્ર રોગને નષ્ટ કરે છે. કાચાં કેળાનું શાક કરાય છે.

## આંબળાંના ગુણ.

ખાટાં, તુરૂ, કડવાં છે. જેના સેવનથી આંખોનું તેજ વધે છે. બળ, વીર્ય, બુદ્ધિવર્ધક અને પુષ્ટીકારક છે. ત્રિદોષ નાશક છે. બાદી દુર કરે છે. સુકાં આંબળામાં તે ગુણ નથી પરંતુ તેનો મુરબ્બો ઘણો લાભકારક છે.

## નારંગી ( સંતરા ) ના ગુણ.

ખાટી અને મીઠી બે પ્રકારની નારંગી થાય છે. નાગપુરી નારંગી ઉત્તમ હોય છે. તેનું સરબત ગ્રીષ્મ ઋતુમાં લાભદાયક છે. શ્વાસ, મંદાગ્નિ, પિત કફ રોગમાં એનું પથ્ય અપથ્ય છે.

## દ્રાક્ષના ગુણ.

જ્યારે દ્રાક્ષ સુકાઇ જાય છે ત્યારે કાળા રંગની મીઠી અને દસ્ત સાફ કરનારી છે. દ્રાક્ષ સીંખવમાં મેળવી ખાય છે.

## ખજુરના ગુણ.

મીઠું, ઠંડુ, રક્ત શોધક અને વાત, પિત, ને કફનો નાશ કરે છે. તેમાં એક અવગુણ છે કે પચવામાં ભારે છે.

### લીંબુના ગુણ.

નહાવાના પાણીમાં લીંબુનો રસ મેળવી નહાવાથી છિદ્રો સાફ થાય છે દાળ શાકમાં નીચોવી ખાવાથી ઉતમ સ્વાદ આપે છે તાવના વાવળમાં અર્ધુ લીંબુ લેઈ, કાળાં મરી વાટીને લીંબુમાં નાખો અને પછી તાપપર ખદખદાવો પછી કંઈ ઠંડાં પડયા પછી તેનો રસચુસ તે લાભકારક છે.

### ફાલસાં અને કરમદાંના ગુણ.

દરેક પ્રકારનાં પ્રમેહ રોગનો નાશ કરે છે કાચાં ખાવાથી પિત પેદા થાય છે, પાકાં પિત નાશ કરે છે.

### અંજીરનાં ગુણ.

દેશી અંજીરને ગુલર કહે છે. જે ગુલર (ઉમેરડા) ના વૃક્ષ પર થાય છે. કાબુલમાં ખરા અંજીર પેદા થાય છે. જે રક્ત વિકાર અને પિતનાશક છે.

### નાળિએરના ગુણ.

નારિએળનું પાણી ઉનાળાની ઋતુમાં પિવાય છે, જે લાભ કરે છે એ લિર્ય વર્ધક પણ છે. તે પિતનાશક અને વસ્તીશોધક છે.

### ખડબુચાનાં ગુણ.

લખનૌનું ખડબુચ ઘણું મીઠું થાય છે તે વરસાદની ઋતુમાં નહિ ખાવાં જોઈએ.

### બદામના ગુણ.

બદામનું તેલ સુંઘવાથી પીનસ રોગ મટે છે. મસ્તકમાં તરવરાટ થાય છે અને તે પુષ્ટિકારક છે.

ચારોળી; પિસ્તાં અને બદામને કોઈપણ જાતનો પાકમાં નાખીને ખાવાં જોઈએ, કેમ કે તે પાકમાં નાખી ખાવાથી અધિક લાભ છે. इति ॐ ॐ ॐ

સમાપ્ત.

મુદ્રણસ્થાનઃ—વિવેકાનંદ મુદ્રણાલાલય,
મુદ્રકઃ—નટવરલાલ શંકરલાલ મ્હેતા.
ખાડીઆ—અમદાવાદ.


جیشٹکاسن
ज्येष्ठ कासन
हस्त भुजासन
ہست بجاسن
मत्स्यासन
متسیاسن
सिंहासन
اپان آسن
अपानासन
वाम अर्द्ध पाद आसन
بام اردھ پاد آسن
मंडूकासन
منڈوکاسن
کشیماسن
क्षेमासन
پدماسن
पद्मासन
अंगुष्ठासन
उष्ट्रासन
اوشٹراسن
انگشٹاسن


धनुआसन
शवासन
पर्वतासन
बाम भुजासन
बामजान्वासन
कोकिलासन


सिद्धासन
سدھاسن


पद्मा सन
پدماسن


वीरासन
بیراسن


پون مکتاسن
पवन मुक्तासन


बाम पाव पवन मुक्तासन



सर्वांगासन


भुजंगासन
पران آسن
شلبھاسن
शलभासन
بام دکن پاواسن
बाम दक्षिण पादासन
विश्रामासन
دشواسن
ताड़ासन
تاڑاسن
اردھ کورماسن
हंसासन
ہنساسن
अर्द्ध कूर्मासन
अध्यासन
ادہیاسن


गो
रक्षासन


चक्रासन


द्विपाद शिरासन


उर्द्ध धनुषासन


स्थित विवेकासन


दक्षिण चतुर्थांशपादासन


स्थिरासन


पूर्व नकासन

